

# सुतरिया—गाइड बुक



ખાસ રચી—પ્રગટ કરનાર

વિ. ઍન્. સુતરિયા.



मुद्रालेख:

"दृढनिश्चय, प्रयत्न अने आत्मश्रद्धा."



# અરસપરસ સરતો.

**પારીસ** ખાતે અમો ઉપર બારોબાર મોતી (કે જવેરાત) નો માલ મોકલી આપી કામકાજ કરવાની ઇચ્છા રાખનાર જે સદ્ગૃહસ્થને આ "કોડ–બુક" માન સહીત આપવામાં આવી છે તે સદ્ગૃહસ્થ અમો સાથે કામકાજના સંબંધમાં નીચલી સરતોએ બંધાય છે અને અમો તેવણુની સાથે બંધાઇએ છીએ, એમ સમજી લેવું:—

૧.—પારસલ (કે પારસલો) અમોને મળે અને તેમાંનો માલ તપાસી લઈ પહોંચ લખી જણાવીએ, ત્યાર પછીથી જ અમો તે માલના જવાબદાર છીએ. (તે અગાઉ નહીં જ.)

૨.—માલની માગણીઓ પૌંડમાં **સાફી** કરવામાં આવશે.

૩.—ટ્રાન્સફર આપવામાં આવેલા કે પાછા મોકલવામાં આવેલા માલ ઉપર વિમાનો, તારનો, ટપાલ વિગેરેનો થયલો તમામ ખરચ માલ–ધણી પાસેથી મજરે લેવામાં આવશે.

૪.—વેચાણ થયલા માલ ઉપરનો પારીસ ખાતે થયલો કાંઇપણ ખરચ માલ–ધણી પાસેથી વસુલ લેવામાં આવશે નહીં. (એડવાન્સ કરવામાં આવેલી રકમ તથા તેનું વ્યાજ મજરે લેવામાં આવશે.)

૫.—તારખાતાની કોઈપણ ભૂલ માટે અમો જવાબદાર નથી.

૬.—માગણી કબુલ કરવામાં આવ્યા પછીથી માલમ પડે કે, હીસાબ ગણુવામાં અમારી ભૂલ થઈ છે, તો તે માગણી અમો રદ કરી શકીશું.

૭.—મોતીના પારસલમાં દાણા તથા વજન ઈનવોઇસ મુજબ બરાબર હોવાં જોઇએ, પણ જો કાંઈ ઓછું થશે તો હિસાબે ઓછાં નાણાં મોકલવામાં આવશે.

૮.—માલ ટ્રાન્સફર **આપવામાં** આવશે, પણ ટ્રાન્સફર **લેવામાં** આવશે નહીં.

૯.—માલ પાછો મોકલી આપતી વખતે છેલ્લી લીમીટ જેટલી રકમનો વીમો ઉતરાવવામાં આવશે. (ઓછી રકમનો વીમો ઉતરાવવો હોય તો અગાઉથી જણાવશો.)

૧૦.—એકવાર આપેલી લીમીટ **ઓછામાં ઓછા ૫ દિવસ પહેલાં** વધારી શકાશે નહીં.

૧૧.—માલનું ઇનવોઇસ **કાગળમાં** મુકવા ઉપરાંત **પારસલમાં** પણ મુકવાનો રીવાજ રાખશો.

૧૨.—તારોના જવાબો બનતા સુધી **તરતજ** આપવાનો રીવાજ રાખશો.

૧૩.—વધતામાં વધતા **આખા બે દિવસ સુધી** અમારા તારોના જવાબોની રાહ જોવામાં આવશે. ત્યારપછી અમો કોઈપણ રીતે બંધાતા નથી.

૧૪.—પારીસથી કોઇએક પારસલની કરવામાં આવેલી માગણીની રકમ મુંબઈથી તારમાં **તેની તેજ** ફરીને જણાવવામાં આવશે તો તે પારસલ તેટલી રકમે વેચવાને અમોને અખત્યાર કે રજા છે, એમ સમજી લેવામાં આવશે.

મુમ્બાપુરી,
ગુરૂવાર, ધન-ત્રયોદશી, ૧૯૬૮
તા. ૭ નવેમ્બર ૧૯૧૨.

**વિઠ્ઠલદાસ નગીનદાસ સુતરિયા**
*i. e.* (**V. N. SUTARIYA**)

## પારીસમાં રજીસ્ટર થયલું તારનું સરનામું:—

**J O G I R A J - P A R I S**

(જે તાર લખતી વખતે શુદ્ધ અક્ષરોમાં લખવું.)

# આ "કોડ" ની રચના.

૧. ઉચ્ચાર થઈ શકે એવા ધોરણ ઉપર આ "કોડ" ખાસ બનાવવામાં આવ્યો છે.

૨. આ "કોડ" ના ત્રણ મુખ્ય ભાગો પાડવામાં આવ્યા છેઃ—

૧ લો ભાગ—પારીસથી તારો કરવામાં જ વપરાતા બોલો માટે,

૨ જો ભાગ—પારીસ અને મુંબઈ—બંને સ્થળેથી વાપરી શકાય તેવા બોલો માટે, અને

૩ જો ભાગ—મુંબઈથી તારો કરવામાં જ વપરાતા બોલો માટે.

૩. આ દરેક ભાગમાં બની શકે તેટલી સાવચેતીથી જુદી જુદી બાબતોના વિભાગો પાડવામાં આવ્યા છે, છતાં માગણી-લીમીટ, લીમીટ-વેચાણ, વેચાણ-પાછો મોકલો, વિગેરે, વિગેરે બાબતોનું મિશ્રણ ન છૂટકે થઇ ગયું છે, માટે તે ધ્યાનમાં રાખવું, કે જેથી તારનો ખરચ વધુ થાય નહીં.

૪. બેંકોના નામો મુંબઈથી વાપરવાની જરૂર પડે તો પહેલા ભાગમાંથી તે નામોના શબ્દો વાપરવા.

૫. વાતચીતોના બોલોની સાથે દાણા, કેરટ, પૌંડ વિગેરેની સંખ્યા જણાવવી હોય તો પૌંડના કોઠામાંથી તે સંખ્યાનો શબ્દ વાપરવો.

૬. જરૂર પડે તો (પાંચમી આવૃત્તિવાળી) A. B. C. કોડ બુકનો ઉપયોગ કરવો. પારીસથી અથવા મુંબઇથી આવેલા તારમાં આ કોડ બુકમાંથી શબ્દ (કે શબ્દો) નહીં જડે તો A. B. C. કોડમાં જોવું.

૭. આવેલા તારમાંનો અમુક શબ્દ કેટલામો શબ્દ છે તે જાણવા માટે પાંચ પાંચ અક્ષરોનો એક એક શબ્દ ગણવો.

# તારો સંબંધી વિવેચન.

## (અ)—મુંબઇથી તારો મોકલનારને ખાસ સુચના.

૧.—તારમાં જે મતલબ લખવાની હોય તે લખી રહ્યા પછી **આખા તારમાં** દશ અક્ષરોથી ઓછા અક્ષરોનો **એકજ શબ્દ** હોય તો દશ અક્ષરો પૂરા કરવાને જેટલા અક્ષરો ઘટતા હોય તેટલા અક્ષરો, તાર મોકલનારે પોતાના તારના રજીસ્ટર્ડ સરનામાના શબ્દમાંના પહેલા અક્ષરો જોડી, પુરા કરવા. ધારો કે,

મુંબઈથી તાર મોકલનાર-ધણીના રજીસ્ટર થયલા તારના સરનામાનો શબ્દ

PARAMATMA

છે. હવે આ કોડ મુજબ તેવણને મુંબઈથી

<table>
<tr><td>(૩ અક્ષરનો) DOA</td><td rowspan="7">એકજ શબ્દનો તાર કરવાનો છે તો દશ અક્ષરો પુરા થાય તેટલા માટે "PARAMATMA" શબ્દમાંથી</td><td>PARAMAT</td></tr>
<tr><td>(૪ અક્ષરનો) VUNI</td><td>PARAMA ·</td></tr>
<tr><td>(૫ અક્ષરનો) KO FOP</td><td>PARAM . ·</td></tr>
<tr><td>(૬ અક્ષરનો) HUE NIU</td><td>PARA · · ·</td></tr>
<tr><td>(૭ અક્ષરનો) VAKU PUA</td><td>PAR · · · ·</td></tr>
<tr><td>(૮ અક્ષરનો) TI HIB FAE અથવા</td><td>PA · · · · ·</td></tr>
<tr><td>(૯ અક્ષરનો) KE FOB ZEKI</td><td>P · · · · · ·</td></tr>
</table>

અક્ષરો જોડી દઈ દશ અક્ષરોનો આખો એક શબ્દ **બનાવવો. આમ કરવાનું** કારણ **એટલું** જ છે કે, તાર કોના **તરફનો** છે તે **સહેલાઇથી સમજી** શકાય **અને કાંઇ ઘોંટાળો થવા પામે નહીં.**

૨.—રજીસ્ટર થયલા તારના સરનામાનો **આખો શબ્દ** જોડતાં છતાં પણ દશ અક્ષરો પુરા નહીં થાય તો પછી જેટલા અક્ષરો થાય તેટલા જ રહેવા દેવા.

૩.—તારમાં એકથી વધુ શબ્દો હોય તો ઉપર મુજબ ઘટતા અક્ષરો પુરા કરવાની જરૂર નથી.

## (બ)—પારીસથી મોકલવામાં આવતા તારો વિષે સુચના.

૧.—ફલાણો તાર અમારો (એટલે મી૦ સુતરિયા તરફનો) છે, તે પારખી કાઢવા માટે કોઈપણ જાતની ખાસ સગવડતા કરવાની જરૂર જણાતી નથી, કારણકે તારમાં આવેલા અક્ષરોવાળા શબ્દો ઉપરથી જ સહેલાઇથી તે સમજી શકાય તેમ છે.

૨.—આ ઉપરથી ખુલ્લુંજ છે, કે દશ અક્ષરોથી ઓછા અક્ષરોવાળા એકજ શબ્દનો તાર અમારા તરફથી કરવામાં આવે તો દશ અક્ષરોમાં ઘટતા અક્ષરો પુરા કરવાની અમોને જરૂર રહેતી નથી, છતાં કોઈ પ્રસંગે જરૂર પડશે તો "JOGIRAJ" અથવા "MANOHAR" શબ્દમાંથી ઘટતા શબ્દો છેડે જોડી દશ અક્ષરો પુરા કરવામાં આવશે.

## (ક)—તારો લખવા વિષે સમજુતી.

૧.—પારસલ નંબર માટે (પાના ૪૯—૫૦ વાળા કોઠાઓમાંથી) ... .... .... બે અક્ષરો, જેમકે, FO

૨.—પૌંડની રકમ (માગણી—લીમીટ) માટે (પાના ૫૧ થી પાના ૫૯ સુધીના કોઠાઓમાંથી) ત્રણ અક્ષરો, જેમકે, LOG

૩.—પારસલ નંબર વિષે અથવા નંબર વગર વાતચીત માટે (ભાગ પહેલો તથા ત્રીજો અને ભાગ બીજામાંના પાના ૬૦ તથા ૮૨—૮૩ માંથી) .... .... .... ત્રણ અક્ષરો, જેમકે, FEH

૪.—માલની જાત—સાઈઝ વિગેરે માટે (પાના ૬૨ થી ૮૧ સુધીમાંથી) .... .... **ચાર** અક્ષરો, જેમકે, VILO

(વધુ સમજુતી માટે જુઓ પાનું ૮૬)

## (ડ)—તારો ઉકેલવા વિષે સમજુતી.

૧.—અંગ્રેજી મૂળાક્ષરોમાંના a, e, i, o, u, y અક્ષરો **સ્વર** છે, જ્યારે બાકીના અક્ષરો **વ્યંજન** છે.

૨.—**પારીસથી મુંબઈ** આવેલા તારના શબ્દ (કે શબ્દો) માં—

(એ) બે વ્યંજનો **સાથે** આવેલા હોય તો તે બે વ્યંજનોની વચમાંથી શબ્દો છુટા પાડવા.

(બી) V કે Z, પછી એક સ્વર, પછી એક વ્યંજન અને પછી એક સ્વર—એમ ચાર અક્ષરો સાથે આવેલા હોય તો તે ચારે અક્ષરોનો

એક શબ્દ બનાવવો. (તે વિષે ભાગ બીજાના "માલની સાઈઝ" વાળા વિભાગમાં જોવું.)

(સી) કોઈ એક સ્વરની **પાછળ** એક વ્યંજન હોય અને **આગળ** H, R, S, T, V, કે Z માંથી કોઈએક વ્યંજન હોય તો તે ત્રણે અક્ષરોનો એક શબ્દ બનાવવો. (તે વિષે વાતચીતોના વિભાગોમાં જોવું.)

(ડી) કોઈએક સ્વરની **પાછળ** એક વ્યંજન હોય અને **આગળ** B, C, D, F, G, K, L, M, N, કે P, માંથી કોઈએક વ્યંજન હોય તો તે ત્રણે અક્ષરોનો એક શબ્દ બનાવવો. (તે વિષે પૈંડના કોઠામાં જોવું.)

(ઈ) O W ની પહેલાં કોઈપણ વ્યંજન હોય તો તે ત્રણે અક્ષરોનો એક શબ્દ બનાવવો. (તે વિષે પાને ૬૦ માં જોવું.)

(એફ) EE, કે OO ની પહેલાં કોઈપણ વ્યંજન હોય તો તે ત્રણે અક્ષરોનો એક શબ્દ બનાવવો. (તે વિષે પાને ૮૨-૮૩ માં જોવું.)

(જી) આમ શબ્દો છુટા પાડતાં (કે બનાવતાં) જો અક્ષરો બાકી રહે તો તે વ્યંજન અને સ્વર બેજ અક્ષરો હોવા જોઈએ (તે વિષે પારસલ નંબરના કોઠામાં જોવું.)

(એચ) ધ્યાનમાં રાખવું કે, પારસલ નંબર વિષે કંઈપણ હકીકત જણાવવાની હોય છે તો તે હમેંશા **શબ્દની શરૂઆતમાં જ** આવે છે અને હમેંશા તેના વ્યંજન અને સ્વર એમ **બે જ** અક્ષરો આવે છે.

**દાખલાઓ:—**

JE FOG BUZ; SOR ZOKO; TU DIZ KEH;
LU DIK RU FOC; BI COP HOW; ZUCI FOO.

૩—**મુંબઈથી પારીસ** આવેલો તાર ઉકેલવા માટે સી, ઈ, અને એફ સિવાયની ઉપલી કલમો લાગુ પાડવી, અને નીચેની એક વધુ કલમનો ઉપયોગ કરવો.

કોઈ એક વ્યંજનની આગળ **બે સ્વરો સાથે** આવેલા હોય તો તે ત્રણે અક્ષરોનો એક શબ્દ બનાવવો. (તે વિષે વાતચીતોના વિભાગોમાં જોવું.)

**દાખલાઓ:—**

SA TUG DEA; HI DAM ZACO; KO BAE;
HUA JOE; DI PIA NOI.

# ભાગ પહેલો.

## પારીસથી મુંબઈ મોકલવાના બોલોનો સંગ્રહ.

—કોડ-બોલોનું ત્રણ અક્ષરોનું સ્વરૂપ.—

વ્યંજન, સ્વર અને વ્યંજન.

# અનુક્રમણિકા.

# "માગણી"ને લગતી વાતચીતના બોલો.

૧-(પારસલ-નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

BAH—માગણી હાલમાં મળી શકતી નથી-તજવીજમાં છીએ.

BAR—માગણી ભેગીજ મળે છે-જુદી મળતી નથી. ભેગી મોકલીએ ?

BAS—માગણી જુદીજ મળે છે-ભેગી મળતી નથી. જુદી-જુદી મોકલીએ ?

BAT—કેટલા પૈંડની લાગટ છે તે જણાવો.

BAV—કેટલા પૈંડથી ઓછી માગણી લેવી નહીં તે જણાવો.

BAZ—માગણી અગાઉ મોકલી તેના કરતાં હાલમાં ઓછી મળે છે, માટે ઓછી માગણી લઈ જણાવીએ ?

BEH—બહાર ગામ (લંડન) મેહેનત માટે મોકલ્યો છે, માટે ત્યાંથી માગણી આવેથી જણાવીશું.

BER—માગણી હાલમાં મળવી મુસ્કેલ છે, કારણકે એવી જાતના માલની લેવાલી હાલમાં બંધ જેવી છે.

BES—માગણી અગાઉ જણાવી હતી,તેટલીજ ફરી મળે છે-વધુ મળતી નથી, માટે તેટલીજ માગણી લઈ જણાવીએ ?

BET—માગણીનો સિકકો કાગળ આવે ત્યાં સુધી રહી શકે તેમ નથી, કારણકે વેપારીને ઉતાવળ છે, માટે તરત તારમાં જવાબ આપો.

BEV—માગણીનો સિકકો છૂટી જશે, કારણ કે વેપારીને ઉતાવળ છે, માટે તારમાં જવાબ આપો.

BEZ—મોકલાવેલી છેલ્લી માગણીથી વધારે આપવા વેપારીને બહુ સમજાવ્યો, પણ જરાએ વધારે આપતો નથી અને સિકકો છોડી નાંખે છે, માટે વેચવું પોસાતું હોય તો વેચવાની રજા આપશો. જવાબની રાહ જોઇએ છીએ.

BIH—માગણી જણાવતાં ભૂલ થઇ છે, માટે તે રદ છે, એમ સમજશો.

BIR—માગણી જણાવતાં અમારી ભૂલ થઇ નથી. અમોએ મોકલાવેલી માગણી બરાબર છે, માટે તરત જવાબ આપો.

BIS—અમોએ મોકલેલી માગણી તાર ઓફીસે ભૂલભરેલા અક્ષરો લખી મોકલવાથી સમજવામાં તમોએ ભૂલ કરેલી હોય એમ જણાય છે, માટે તપાસ કરો. એ વિશે અમો કાગળમાં વિગતે જણાવીશું.

BIT—જેવા માલના ખરીદનાર વેપારીઓ બહારગામ ગયા છે. પાછા આવેથી માગણી મળે જણાવીશું.

BIV—અમારી માગણીઓ ઓછી આવે છે, એવું સમજીને તમો બીલકુલ લીમીટ આપતા નથી, તેથી અમારા હસ્તક માલ ખરીદ કરવાનું વેપારીનું મન થતું નથી અને અમારા ઉપર તે નારાજ થાય છે, માટે રસ્તાસરની લીમીટ આપશો.

BIZ—આ નંબરમાં હવે વધારો મળી શકતો નથી જ. જવાબ આપો.

BOH—આ નંબરમાં હવે વધારો મળી શકશે નહી, માટે જવાબ આપો.

BOR—આ નંબરનું સીલ છુટી જશે, માટે તાકીદે જવાબ આપો.

BOS—

BOT—

BOV—

BOZ—

# "માગણી" ને લગતી વાતચીતના બોલો.

૨-(પારસલ નંબર અને પૈંડની રકમની પછી જ આ શબ્દો વપરાય છે.)

BUH—આ માગણી તમોને ઘણીજ ઓછી લાગે તોપણ કાંઇક લીમીટ આપશો.

BUR—આ માગણી તમોને ઓછી લાગે, છતાંએ ગમે તે-ઉંચી તો ઉંચી-પણ લીમીટ આપશો.

BUS—આ માગણી હજી પેહેલીજ છે અને તે કદાચ ઘણીજ ઓછી હોય છતાં પણ રસ્તાસરની લીમીટ આપશો; અમો સારો વધારો મેળવવા મેહેનત કરીશું.

BUT—આ માગણી પેહેલી છે, એવું સમજીને લીમીટ નહીં આપો, એમ થવા દેશો નહીં-મતલબ કે, ઉંચી તો ઉંચી, પણ લીમીટ આપશો.

BUV—આ માગણી પેહેલી છે અને તે ઓછી છે, એવું અમે સમજીએ છીએ, છતાં તમે રસ્તાસરની લીમીટ આપશો.

BUZ—આ માગણી સારી છે, માટે વેચવાની ભલામણ છે.

CAH—આ માગણી ઘણી સારી છે અને ફરી મળી શકે તેમ લાગતું નથી, માટે વેચી નાખવાની મજબૂત ભલામણ છે.

CAR—આ માગણી પ્રમાણે વેચવું પોસાય તો વેચવાની રજા આપશો-નહીં તો છેલ્લામાં છેલ્લી લીમીટ આપશો, કારણ કે ઘરાક બહારગામનો છે. ઊંચી લીમીટ હશે તો સોદો થશે નહીં. તરત જવાબ આપશો.

CAS—આ માગણી પ્રમાણે વેચવા રજા આપશો તો કાંઇક વધારો મેળવી આપવા મેહેનત કરીશું. સોદો બગડવા દઇશું નહીં.

CAT—આ માગણી છેલ્લીજ છે, કારણકે વેપારી હવે બીલકુલ વધારો આપે એમ નથી, માટે વેચી નાખવાની ભલામણ છે. તરત જવાબ આપશો.

CAV—વેપારીને બહુ સમજાવીને આ માગણી મેળવી છે, માટે તમને પોસાણ થતું હોય તો તરત વેચવાની રજા આપશો.

CAZ—આ માગણી પ્રમાણે વેચાણ કરવામાં તમને પરવડતું હોય તો વેચશો-નહીં તો જરૂર જે તે જવાબ આપશો-જવાબ આપ્યા વગર રહેશો નહીં. જવાબની રાહ જોઇએ છીએ.

CEH—આ માગણી આપનાર વેપારી બહારગામનો છે અને એ આવતી કાલે અત્રેથી ઉપડી જનાર છે, માટે આ માલના વેચાણ કરી નાખશો, અને આવા માલની જરૂર હોવાથીજ આવી સારી માગણી આપી છે, માટે વેચવાની ભલામણ છે. જવાબની રાહ જોઇએ છીએ.

CER—આ નંબરની હાલમાં આટલા પૌંડની વેલ્યુ (વેલ્યુએશન) થાય છે.

CES—આ માગણી સુધારીને મોકલી છે, કારણકે અગાઉ મોકલેલી માગણી હીસાબ કરવામાં ભૂલ થવાથી ખોટી જણાવાઈ ગઇ હતી, માટે આગલી માગણી રદ સમજશો.

CET—આ માગણી ઘણીજ સારી છે અને હવે વધુ મળી શકે તેમ નથી. વળી સિક્કો છુટી ગયા બાદ ભવિષ્યમાં પણ આ માગણી ફરી મળી શકે તેમ નથી-માટે વેચવાની ખાસ ભલામણ છે-નહીં વેચશો તો આવતા મેલમાં પાછો મોકલી આપીશું, માટે જલદી જવાબ આપો.

CEV—આ માગણીનો જવાબ જલદીથી આપવા અમો ઘરાક સાથે બંધાયલા છીએ, માટે તારમાં જવાબ તરત આપો. જવાબની રાહ જોઇએ છીએ, માટે ઢીલ કરશો નહીં.

CEZ—આ માગણી આપનાર વેપારી બહારગામ જનાર છે, માટે નજીકની લીમીટ આપો કે જલદીથી સોદો થઈ શકે. (જો સોદો કરવોજ હોય તો છેવટની રસ્તાસરની લીમીટ આપી દેશો.)

CIH—આ માગણી ઘણીજ સારી છે. નુકશાન જતું હોય તોપણ વેચવાની ભલામણ છે.

CIR—આ માગણી કરતાં સહેજ પણ હવે વધારો મળી શકતો નથી, કારણ કે વધારો લેવા જતાં વેપારીએ સિક્કો છોડી નાખ્યો, પણ જયારે અમોએ તેને ઘણો સમજાવ્યો ત્યારે મહા મહેનતે પાછી એની એજ માગણી, બીજે દિવસેજ જવાબ આપવાની શરતે, અમોને આપી છે, માટે આ બાબત ધ્યાનમાં લઇ વેચવાની જ રજા આપશો, જવાબની રાહ જોઇએ છીએ.

CIS—આ માગણીનો સિક્કો છૂટી જશે, માટે જવાબ જલદીથી આપો.

CIT—આ માગણી સારી છે, માટે વેચો. ઘરાક બહારગામનો છે. જો કદાચ વેચવું નહિ પોસાતું હોય, તો છેલ્લી લીમીટ આપો. લાંબો ફેર હશે, તો સોદો થશે નહીં. ઘરાકને ઉતાવળ છે, માટે જવાબ જલદીથી આપો.

CIV—આ માગણી પ્રમાણે વેચવાની રજા આપશો, તો ઘરાક પાસેથી વધારો મેળવી શકીશું, એમ લાગે છે. વધારો આપશે તો તે તમને મજરે આપીશું.

CIZ—આ માગણી સારી છે-ફરી મળશે નહીં, માટે પોસાણ થતું હે તો વેચી નાંખશો.

COH—આ માગણીથી હવે વધારો મળી શકતો નથી, (વધારો મળી શકે નહીં) માટે જવાબ આપો.

COR—આ માગણીની નજીકની લીમીટ આપશો, તો સોદો થવાની આશા છે.

COS—આ માગણી હાલમાં અમો ઘણી સારી મેળવી શકયા છીએ, માટે હવે ઘણીજ રસ્તાસરની લીમીટ આપશો, (અત્યાર સુધી તમોએ લીમીટો ઊંચી ને ઊંચી આપ્યા કીધી છે.)

COT—ડીમાન્ડ પ્રાઇસ (ઇનિવોઇશમાં તમોએ લખેલી કીંમત) ઘણી ઊંચી હોવા છતાં વેપારીને બહુ સમજાવીને આ માગણી મેળવી છે, માટે હવે તે રસ્તાસરની લીમીટ આપશો, તો હજી પણ સારો વધારો મેળવી શકી

COV—આ માગણી જે વેપારીએ અમોને આપી છે તેણે એવાજ માલ ઉપર બીજા પણ સિકકો આપ્યો છે, જેથી બીજાની હરીફાઈમાં છીએ, માટે ઘણીજ રસ્તાસરની (બને તો છેલ્લી) લીમીટ નહીં આપશો તો સિકકો છોડી નાંખી તે બીજાનો માલ ખરીદ કરશે અને હાલ તુરત આ નંબર રખડી જશે.

COZ—આ માગણી, તમારી લીમીટ ઘણી ઊંચી હોવા છતાં, અમોએ મેળવી છે. જો એ માગણી હજી તમોને ઓછી લાગે તો પણ રસ્તાસરની લીમીટ આપશો, તો તેને સમજાવીને સારો વધારો મેળવી શકીશું.

CUH—આ માગણી આપનાર વેપારી બહારગામનો છે, માટે ટુંકી લીમીટ આપો.

CUR—આ માગણી બહારગામના વેપારીની (બહાર ગામથી) આવી છે, માટે છેલ્લી લીમીટ આપશો.

CUS—આ માગણી ખાનગી ઘરાકની છે અને વેપારીની માફક તે કાંઇ સિક્કા આપે નહીં. તેને આ માલ પોતાના ઘરમાં વાપરવા જોઇએ છે, જેથી છેલ્લી લીમીટ હોય તો માલના વેચાણ જલદીથી થઈ શકે; માગણી લેતી વખતે અમોએ તેને કહ્યું છે કે, આવતી કાલે તમને છેલ્લી લીમીટ મંગાવી આપીએ. આ માલ તેને ખરીદ કરવાની જરૂર જણાય છે, માટે છેવટની લીમીટ તાકીદે આપો.

CUT—આ માગણી આપનાર ઘરાક બહાર ગામનો છે, માટે તાકીદે જવાબ આપો.

CUV—આ માગણી આપનાર ઘરાક બહાર ગામ જનાર છે, માટે તાકીદે જવાબ આપો.

# "માગણી" ને લગતી વાતચીતના બોલો.

૩–( પારસલ નંબર તથા પૌંડની રકમ વાપર્યા વગર જ વપરાય છે. )

DAH—તમારા માલની હાલમાં માગણીઓ મળવી મુશ્કેલ છે, કારણકે એવી જાતના માલની હાલમાં માગ નથી. મહેનત કરીએ છીએ, માટે ધીરજ રાખો.

DAR—થોડા વખતમાં તમારા માલના જેવા માલની ખરીદી શરૂ થાય તેમ લાગે છે, માટે તે વખતે માગણીઓ મળી શકશે. હાલમાં ઉતાવળ કરો નહીં. તમારો માલ અમારી ધ્યાનમાં છે. મહેનત ચાલુ છે.

DAS—તમારા માલની ડીમાન્ડ ( ઈનવોઈસ ) પ્રાઇસ ઉંચી છે અને તેના પ્રમાણમાં ઘણીજ હલકી માગણીઓ મળે છે, જે અમો લઈ શક્તા નથી અને તેથીજ તમને માગણીઓ જણાવી શક્તા નથી.

DAT—તમારો માલ ડીમાન્ડ (ઈનવોઈસ) પ્રાઈસ જોતાં ઘણોજ મોંઘો લાગે છે, તેથીજ ઉંચી માગણી મળી શકતી નથી.

DAV—તમારા માલની ડીમાન્ડ ( ઈનવોઈસ ) પ્રાઈસ ઉંચી છે અને અમો માગણીઓ જણાવીએ છીએ, છતાં તમો લીમીટો આપતા નથી, માટે માલની મહેનત કરવામાં અને ઉંચી ઓફરો મેળવવામાં ઘણી અડચણ પડે છે, એટલે ખરીદવાની ઇચ્છા હોવા છતાં રસ્તાસરની લીમીટો નહીં આપવાથી વેપારીઓ સારા વધારા આપી શક્તા નથી, માટે રસ્તાસરની લીમીટો આપો.

DAZ—તમારા માલના ખરીદનાર-વેપારીઓ બહારગામ ગયા છે. થોડા દિવસમાં આવેથી માગણીઓ મેળવી જણાવીશું.

DEH—હાલમાં બજાર નરમ હોવાથી વેપારીઓ માગણી આપતા નથી, માટે માગણીઓ મોકલી શકતા નથી.

DER—હાલમાં બજાર નરમ હોવાથી વેપારીઓ બહુ ઓછી માગણીઓ કરે છે, જેથી માગણીઓ મોકલી શકતા નથી.

DES—હાલમાં માગણીઓ મળી શકતી નથી–તજવીજમાં છીએ.

# "લીમીટ" ને લગતી વાતચીતના બોલો.

૧-(પારસલ-નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

DIH—છેલ્લી લીમીટ આપો.

DIR—રસ્તાસરની લીમીટ આપો.

DIS—રસ્તાસરની લીમીટ આપશો, તો ઘરાક વધે, એમ જણાય છે.

DIT—હવે રસ્તાસરની લીમીટ આપશો, તો સોદો થાય, એમ લાગે છે.

DIV—લીમીટ આપશો, તો જ રસ્તો આવશે.

DIZ—લીમીટ ઘણીજ ઊંચી છે, માટે રસ્તાસરની લીમીટ આપો.

DOH—તમારી છેલ્લી લીમીટ ઉપજી શકે તેમ લાગતું નથી, માટે ઘટાડીને લીમીટ આપી શકો તો આપો.

DOR—વેપારી છેલ્લી લીમીટ જાણવા માગે છે, કારણ કે તેટલી કીંમતે નંબર તેને ખરીદ કરવો પોસાય કે નહીં તે છેલ્લી લીમીટ આવ્યાથી તેને સમજ પડે, માટે છેલ્લી લીમીટ આપો.

DOS—છેલ્લી લીમીટ આપો, કારણકે તે વગર સોદો થશે નહીં.

DOT—લીમીટ હજી ઘણી ઊંચી છે, માટે ઘટાડો કરી રસ્તાસરની લીમીટ આપો.

DOV—લીમીટ પ્રમાણે વેચાશે એમ લાગે છે, તેથી રાખ્યો છે.

DOZ—તાકીદે લીમીટ આપો, કારણકે ઘરાક બહારગામનો છે.

DUH—અમારી છેલ્લી માગણીની નજદીકની લીમીટ આપો.

DUR—આ નંબરની તમારી લીમીટ ઘણી ઉંચી છે, જેથી રસ્તાસરની લીમીટ નહીં આપો, ત્યાં સુધી સારી માગણી મળવી મુશ્કેલ છે, માટે તાકીદે રસ્તાસરની લીમીટ આપો.

DUS—અમારી છેલ્લી માગણીની નજદીકની હવે વેચવાની છેલ્લીજ લીમીટ આપશો, તો જલદીથી વેચાણ થઈ શકશે.

DUT—રસ્તાસરની લીમીટ નહીં આપશો, તો ઘરાક સીલ ખોલી નાંખશે, માટે છેવટની લીમીટ આપો.

આ નંબરના સંબંધમાં તમોએ તારમાં લીમીટ આપી છે, પણ તે લીમીટમાં અમોને સમજણ પડતી નથી, જેથી સીલ હજી રાખી મુક્યું છે, માટે ફરીથી ખુલ્લા અક્ષરમાં કે આંકડામાં લીમીટ જણાવો.

[illegible]Z—અમારા એક ખાનગી ઘરાકને પોતાના વપરાસ માટે આ માલ જોઈએ છે–તે કાંઇ વેપારીની માફક સીલો આપ્યા કરશે નહીં, પણ તે છેલ્લી લીમીટ જાણવા માગે છે. જો વ્યાજબી લીમીટ આપશો તો જરૂર એ માલ ખરીદ કરશે, માટે જરૂર રસ્તાસરની અથવા બને તો છેવટની જ લીમીટ આપશો. જો તેમ નહીં કરશો તો દલગીરી સાથે તે બીજાનો માલ ખરીદ કરશે.

FAR—આ નંબર ઉપર સીલ આપનાર વેપારીને ઉતાવળ છે–થોભે તેમ નથી, માટે જો છેવટની લીમીટ નહીં આપશો, તો તે બીજાનો માલ લેશે, કારણકે તેના એક આડતીઆને આવી જાતનો માલ જોઇએ છે. વળી તેણે એવીજ જાતના માલ ઉપર બીજાને પણ કાચું સીલ આપ્યું છે, માટે તરત છેવટની લીમીટ આપો.

FAS—તમારી છેલી લીમીટ જોતાં એ માલ બહુજ મોંઘો લાગે છે, કારણ કે એ નંબર ઉપર પુરતી મહેનત થઇ ચુકી છે અને કોઈપણ વેપારી એ છેલ્લી લીમીટ મુજબ ખરીદવા મન કરતો નથી, માટે લીમીટ ઘટાડીને એટલે અમારી છેલ્લી માગણીની નજીકની લીમીટ આપશો, તો તાકીદે વેચાણ કરવા મહેનત કરીશું. નહીં તો પછી દીલગીરી સાથે પાછો મોકલી આપવો પડશે.

FAT—

FAV—

FAZ—

# "લીમીટ" ને લગતી વાતચીતના બોલો.

૨—(પારસલ નંબર તથા પૈંડની રકમની પછીજ આ શબ્દો વપરાય :

FEH—આ માગણીની નજદીકની લીમીટ આપો.

FER—તમો લીમીટ ઉંચીને ઉંચી આપ્યા કરો છો, તેથી ઘરાક ના થાય છે અને માલ ખરીદ કરવા તેનું મન થતું નથી, છતાંએ અ તેને સમજાવીને આ રસ્તાસરની માગણી મેળવી છે, માટે વિચાર કરીને હવે રસ્તાસરની લીમીટ આપશો તો પાછો તેને સમજાવીને મેહેનત કરી સોદો થાય, તેમ કરીશું.

FES—આ માગણી આપનાર વેપારી સિવાય હાલમાં બીજા કોઈ ખરીદનાર નથી, તેથી સીલ છુટી ગયા બાદ હાલમાં વધારાની બીજી ર મળી શકશે નહીં. આ વેપારી હવે આ માગણીથી વધારો આપે લાગતું નથી, માટે જો પોસાણ થતું હોય તો વેચવા રજા આપ નહીં વેચશો તો હાલમાં સોદો રખડી જશે, એમ જણાય છે. (થોં ફેર હશે તો કદાચ તેને સમજાવી શકીશું.)

FET—આ નંબરની તમારી છેવટની લીમીટ ઉપજી શક્તી નથી. અમોએ જે છેલ્લી માગણી જણાવી હતી, તેની તેજ માગણી ઘણી મુશીબતે પાછી મળી છે, તેથી તેની તેજ માગણી જણાવી છે. તમારી છેવટની લીમીટ અને આ માગણી વચ્ચે હવે ઘણો ફેર નથી, તો હવે તેને વળગી નહીં રહેતાં વેચો—જો નહીં વેચશો તો ફરીને હવે એ માગણી પણ મળવી મુશ્કેલ છે, માટે વિચાર કરીને યોગ્ય લાગે તે જવાબ આપો.

FEV—આ માગણી લેતી વખતે વેપારીને સમજાવીને કહ્યું છે કે, હવે રસ્તાસરની લીમીટ મંગાવી આપીએ છીએ, તેથી બીજાનો માલ નહીં લેતાં આ માલ લેવા તેનું મન છે, માટે હવે રસ્તાસરની લીમીટ તરત જણાવશો. (કારણકે, અત્યાર સુધી તમોએ બીલકુલ લીમીટ જણાવી નથી, તેથી અમારે ઘરાકને કેટલી લીમીટ કહેવી ? લીમીટ વગર સોદો થાય નહીં.)

FEZ—

## "લીમીટ" ને લગતી વાતચીતના બોલો.

૩–( પારસલ નંબર તથા પૌંડની રકમ વાપર્યા વગર જ વપરાય છે. )

પ્ર—તમારા બધા માલની લીમીટ ઘણી ઉંચી છે, તેથી રસ્તાસરની માગણીઓ મળી શકતી નથી, માટે રસ્તાસરની (વેચાણ કરી શકીએ તેવી) લીમીટો જણાવો.

FIR—નાના પારસલોની છેલ્લામાં છેલ્લી લીમીટો કાગળમાં જણાવો, કે જેથી તરત વેચાણ થઈ શકે.

FIS—

FIT—

FIV—

FIZ—

## "વેચાણ"ને લગતી વાતચીતના બોલો.

૧–(પારસલ-નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

FOH—આ નંબર વેચ્યો છે.

FOR—આ નંબરો વેચ્યા છે.

FOS—આ નંબર વેચ્યો નથી.

FOT—આ નંબર વેચવાની તજવીજમાં છીએ.

FOV—આ નંબર થોડા વખત પછી વેચી શકીશું, એમ લાગે છે.

FOZ—આ નંબર હાલ તુરત વેચાણ થાય, તેમ નથી.

FUH—આ નંબર જેવો માલ હાલ તરત બીજો ખપી શકશે નહીં.

FUR—આ નંબર જેવો જેટલો માલ હશે તેટલો અમે વેચી શકીશું.

FUS—તમારી લીમીટ પ્રમાણે વેચ્યો છે.

FUT—તમારી લીમીટ પ્રમાણે વેચ્યો છે–એવોજ બીજો માલ મોકલો.

FUV—તમારી લીમીટ પ્રમાણે વેચી અવેજ તારમાં મોકલ્યો છે; એવોજ બીજો માલ જથ્થાબંધ મોકલો.

FUZ—અમોએ અગાઉ આ નંબર, જે વેચ્યો છે, તેવા માલની અમારી પાસે હાલમાં માગ છે, માટે જલદીથી તેવો માલ મોકલી આપો.

GAH—આ નંબર જેવો બીજો માલ જથ્થાબંધ વેચી શકીશું, માટે મોકલી આપો.

GAR—હાલમાં આ નંબર જેવો બીજો માલ વેચી શકાશે નહીં.

GAS—આ નંબરનું સીલ તુટી ગયું છે, માટે દલગીર છીએ.

GAT—તમારા તાર મુજબ અમારી છેલ્લી માગણી પ્રમાણે વેચ્યો છે.

GAV—તમારા તાર મુજબ વધારો મેળવીને વેચ્યો છે.

GAZ—આ નંબર વિશે તમારો તાર મળ્યો છે, પણ એ માલ વેપારીને ડીલીવર થઈ ગયો છે–સમજાવ્યા છતાં તેણે માલ પાછો આપ્યો નહીં, માટે અમો ઘણા દલગીર છીએ.

GEH—આ નંબર અમોએ વેચ્યો નથી, કારણકે અમારી માગણી કરતાં તમારી લીમીટ ઊંચી છે; કાગળમાં સમાચાર જણાવીશું.

—આ નંબરની અમોએ જે માગણી અત્રેથી જણાવેલી હતી, તેમાં તાર-વાળાએ ભૂલ કરેલી જણાય છે, તેથી તમો ત્યાં જે માગણી સમજ્યા છો તે માગણી અમારી નહોતી, માટે એ નંબર વેચ્યો નથી, પણ મારી આવેલી લીમીટની અમોએ નોંધ લીધી છે, અને વેચાણ કર-.ની મહેનત ચાલુ છે. (કાગળમાં સમાચાર લખ્યા છે–લખીશું.)

—આ નંબર જરૂર વેચી શકીશું. ધીરજ રાખો. અમારી મેહેનત ચાલુ છે.

ET—હાલ તુરત આ નંબર વેચાણ થાય તેમ નથી, પણ ૨–૪ અઠવાડીયા વધુ રાખવાથી વેચાશે એમ લાગે છે, છતાં પાછો મંગાવવો હોય તોજ તાર કરશો, કારણકે અમોએ મહેનત કરવા રાખ્યો છે.

—આ નંબરના વેચાણ લીમીટથી સહેજ ફેરે અટકયા છે, માટે હવે છેલ્લી લીમીટને નહીં વળગી રહેતાં અમારી માગણી પ્રમાણે વેચવાની રજા આપશો.

Z—વેચાણ સહેજ ફેરે અટકયા છે, કારણકે છેલ્લી માગણીથી વધારો મળતો નથી, માટે તરત જવાબ આપો.

GIH—વેપારી સાથે વાંધો પડવાથી આ નંબર ડીલીવર કીધો નથી. કાગળમાં સમાચાર લખ્યા છે–(લખીશું.)

GIR—આ નંબરના સંબંધમાં તમારો તાર ઘણો મોડો મળ્યો છે, જેથી સીલ આપનાર વેપારી બહાર ગામનો હોવાથી તાર આવતાં પહેલાં પોતાને વતન ઉપડી જવાને લીધે સીલ ઉખેડીને ઉપડી ગયો છે, માટે હવે તમારી આવેલી છેલ્લી લીમીટ પ્રમાણે વેચાણ કરવાની અમારી મહેનત ચાલુ છે.

GIS—

GIT—

GIV—

## "વેચાણ" ને લગતી વાતચીતના બોલો.

૨—(પારસલ નંબર તથા પૌંડની રકમની પછી જ આ શબ્દો વપરાય

GOH—આ માગણી પ્રમાણે વેચવા ભલામણ છે—નહીં વેચશો તે કારણ કે વેપારીએ બીજા દેશીને પણ આવા જ માલ આપ્યું છે.

GOR—બજાર હવે થોડા વખતમાં બંધ થશે, માટે આ નંબર આ મા... પ્રમાણે નહીં વેચશો તો નવી મોસમ આવતાં સુધી માલ પડી રહે

GOS—આ નંબરના આટલા પૌંડ ઉપજ્યા છે.

GOT—

GOV—

GOZ—

## વેચાણ કરેલા નંબરોના

# "અવેજ" સંબંધી વાતચીતના બોલો.

ારસલ નંબરની સાથે અથવા નંબર વગર વપરાય છે.)

.જ થોડા દિવસ પછી મોકલી આપીશું.

—અવેજ આજરોજ તારથી મોકલ્યો છે.

IS—અવેજ હાલમાં મોકલી શકીએ તેમ નથી.

IT—અવેજ મોકલવાની તજવીજમાં છીએ. ધીરજ રાખો.

—અવેજ જાપાન બેંક મારફતે મોકલાવ્યો છે.

-અવેજ ઈન્ટરનેશનલ બેંકીંગ કોરપોરેશન મારફતે મોકલાવ્યો છે.

—અવેજ મરચન્ટસ બેંક મારફતે મોકલાવ્યો છે.

—અવેજ સ્પીસી બેંક મારફતે મોકલાવ્યો છે.

—અવેજ આવતા અઠવાડીયામાં મોકલી આપીશું.

AT—અવેજ આ મહીનાની આખરે મોકલી આપીશું.

HAV—અવેજ આવતા મહીનાની આખરે મોકલી આપીશું.

HAZ—સીલ આપનાર ઘરાક બહાર ગામ ગયો છે, તેથી થોડા દિવસમાં પાછો આવેથી માલ ડીલીવર કરી અવેજ મોકલી આપીશું.

HEH—સીલ આપનાર ઘરાક મહીનાની આખરે બહારગામથી આવનાર છે આવેથી માલ ડીલીવર કરી અવેજ મોકલી આપીશું.

HER—સીલ આપનાર ઘરાક માલની ડીલીવરી મહીનાની આખરે (અથવા તે પહેલાં) લેવા જણાવે છે, તેથી ડીલીવરી લઈને નાણા આપેથી અવેજ મોકલી આપીશું.

HES—અમોએ થોડો અવેજ મોકલ્યો છે—બાકીનો થોડા વખતમાં મોકલીશું.

HET—આ નંબરનું વેપારીને વજન કરી આપતાં તમારા ઈનવોઇસમાં લખવા કરતાં વજન ઓછું થયું છે, તેથી તે ઓછા વજનને હીસાબે જેટલા નાણા મળ્યા છે, તેટલાનો અવેજ તારથી મોકલી આપ્યો છે.

HEV—આ નંબર વેચાણ કરી હાલમાં વજનની ગેરંટી આપી અવેજ મ
મોકલ્યો છે, કારણકે એનું વજન અમારી રૂબરૂમાં થોર
વેપારી કરી લેનાર છે.

HEZ—આ નંબરનું સીલ છુટી ગયું છે, માટે દલગીર છીએ,
વેપારીને આજ-કાલમાં વેચાણ કરી અવેજ મોકલી આ

HIH—આ નંબર માટે તમારા તારમાં જણાવ્યાં મુજબ વ
વેપારીએ સીલ છોડી નાખ્યું છે–ઘણું સમજાવ્યા છતાં
હતી તેની તે માગણી પ્રમાણે પણ ખરીદવા તેણે ના પાડી, માટે
છીએ, પણ અમારા બીજા ઘરાકોમાં તાકીદે વેચી આપી
મોકલી આપીશું.

HIR—અમારી છેલ્લી માગણી પ્રમાણે વેચી અવેજ તારમાં મોકલ્યો

HIS—અમારી છેલ્લી માગણી પ્રમાણે વેચી અવેજ તારમાં મોકલ.

HIT—આ નંબર ખરીદનાર બે ત્રણ ભાગીદારો છે, તેમાંના બે બ
ગયા છે. તેઓ આવેથી માલ ડીલીવર કરી અવેજ મોકલી

HIV—વેપારીને આ નંબર ડીલીવર કરતી વખતે માલ કાપી વજ
આપતાં તમારા ઇનવોઇસમાં લખેલા વજન કરતાં વજન ઓછું થયુ
તેથી તમારી લીમીટ કરતાં ઓછા નાણા ઉપજે છે. ઓછા લઈ ડીલીવર
કરીએ? જો તમારો જવાબ નહીં આવશે તો ડીલીવર કરી અવેજ
મોકલી આપીશું.

HIZ—તમારી લીમીટ મુજબ વેચાણ કરી અવેજ મોકલીશું.

HOH—તમારી લીમીટ મુજબ વેચાણ કરી અવેજ મોકલ્યો છે.

HOR—વેપારીને આ નંબર ડીલીવર કરતી વખતે માલ કાપી વજન કરી
આપતાં તમારા ઇનવોઇસમાં લખેલા વજન કરતાં વજન ઓછું થયું,
તેથી, જો કહો તો, હિસાબે જેટલા ઓછા નાણા આવે તેટલા, લીમીટથી
ઓછા નાણા લઈ માલ ડીલીવર કરીએ? અથવા જો કહો તો કાપેલો
માલ પાછો લઇએ? (વેપારી માલ પાછો આપવા તૈયાર છે.) અત્રે
ફરી બંધાવી એ માલ ઉપર તમે કહેશો તો ફરી મહેનત કરીશું,
માટે જે તે જવાબ આપો.

-આ નંબરનું વજન માલ કાપીને વેપારી હાલમાં કરી લેતો નથી, ણ વજન માટે ગેરંટી (કબુલાત) માગે છે. જ્યારે કાપશે ્યારે અમારી રૂબરૂ કાપશે. જો ગેરંટી નહીં આપીએ તો સોદો લેતો નથી, માટે અમો ગેરંટી આપીએ છીએ. ભવિષ્યમાં તોલ કરે ત્યારે જન ઓછું થશે તો અમો તેની કસર તમારી પાસેથી મજરે લઈશું, ે જો બીજાનો માલ હોય તો તમો વજનની તેની પાસેથી એ જબ કબુલાત લેશો. તમારો જવાબ નહીં આવે તો ઉપરની શરતે હાલ તુરત પૂરેપૂરો અવેજ મોકલી આપીશું.

T—આ નંબર ઉપર વધારો આપવા વેપારીને ઘણો સમજાવ્યો, છતાં કાંઈપણ વધારો નહીં આપવાથી અમારી છેલ્લી માગણી મુજબ વેચી અવેજ મોકલ્યો છે.

—આ નંબર ઉપર જે વેપારીનું સીલ હતું તે વેપારીએ, મુદત પુરી થયા બાદ આ નંબર આવવાથી, એ નંબર લીધો નહીં. (ઘણું સમજાવ્યા છતાં પણ લેતો નથી.) હવે પાછી મહેનત કરીએ છીએ અને બીજો વેપારી એ સીલની માગણી મુજબ ખરીદ કરશે તો તેને વેચી અવેજ મોકલી આપીશું.

HOZ—મી. સુતરિયા હાલમાં બહારગામ ગયા છે. તેઓ પાછા આવેથી તમોએ કબુલ કરેલા (વેચાણ કરેલા) પારસલ-(પારસલો) નો અવેજ તમોને મોકલી આપશે.

# વેચાણ કરેલા નંબરોના

## "અવેજ" સંબંધી વાતચીતના બોલો.

૨—(પારસલ-નંબર તથા પૈંડની રકમની પછી જ વપરાય

HUH—આ નંબરના આટલા પૈંડ ઉપજ્યા છે, જે તાર માર્ગે આપ્યા છે.

HUR—આ નંબરના આટલા પૈંડ (વજન કાપતાં) ચોખ્ખા ઉપજ્યા છે થોડા દિવસમાં તારથી મોકલી આપીશું.

HUS—આ નંબરના આટલા પૈંડ મોકલાવ્યા છે, કારણકે વજન જરા થવાથી હીસાબે કસરના કાપી આપવા પડ્યા છે. (કાગળમાં લખીશું-લખ્યા છે.)

HUT—

HUV—

HUZ—

## "નવો માલ મંગાવવા" વિષે વાતચીતના બોલો.

૩-( પારસલ-નંબર તથા પૌંડની રકમ વગર વપરાય છે.)

પારા તરફથી હાલમાં બીલકુલ માલ આવતો નથી, માટે મોકલી આપો.

જના મેલમાં કાંઈ માલ મોકલાવ્યો છે ?
ગયા મેલમાં માલ મોકલાવ્યો છે ?
T—છેલ્લા બંને મેલમાં કાંઈ માલ મોકલાવ્યો છે ?
AV—આવતી કાલના મેલમાં કાંઈ માલ મોકલનાર છો ?
AZ—આવતા શનીવારે કાંઈ માલ મોકલનાર છે ?
H—ગઇ કાલે કાંઈ માલ મોકલ્યો છે ?
—ક્યારે માલ મોકલવા ધારો છો ?
} તારમાં જણાવો.

—છેલ્લા બંને મેલમાં અમોને કાંઈ માલ મોકલાવ્યો છે કે નહીં ? આવતા મેલમાં મોકલી શકો તેમ હોય, તોપણ તારથી ખબર આપશો.

T—બની શકે તે જાતનો માલ તાકીદે મોકલાવો. અત્રે વેપાર કરવાની સારી તક છે.

KEZ—થોડા દિવસમાં અમારા બહારગામના ઘરાકો અત્રે આવનાર છે, માટે મોટા જથ્થામાં માલ મોકલી આપો.

KIH—તમારા તરફથી માલ મળશે, એમ ૨-૩ અઠવાડીયા થયાં અમો ધારતા હતા, પણ બીલકુલ માલ આવ્યો નથી, માટે તાકીદે મોકલી આપશો.

KIR—બજાર ઘણો સારો ચાલે છે, અને તમારા તરફથી હાલમાં બીલકુલ માલ આવ્યો નથી, માટે બની શકે તે જાતનો જાડી સાઈઝનો ચોખ્ખો માલ જલદીથી મોકલી આપો, કારણ કે અમારા ઘરાકો તરફથી ખાસ માગ થાય છે.

KIS—બજાર ઘણો સારો ચાલે છે, અને વેપાર કરવાની સારી તક છે, પણ તમારા તરફથી હાલમાં બીલકુલ માલ આવતો નથી, માટે બની શકે તે જાતનો માલ તાકીદે મોકલી આપો.

KIT—

# "માલ પાછો મોકલી આપવા" સબંધી વાતચીતના બોલો

૧—( પારસલ નંબરની સાથે જોડીને જ વપરાય છે. )

KOH—આ નંબર (નંબરો) પાછો મોકલ્યો છે.

KOR—આ નંબર (નંબરો) બે અઠવાડીયા પહેલાં પાછો મોકલ્યો

KOS—આ નંબર (નંબરો) ગયા મેલમાં પાછો મોકલ્યો છે.

KOT—આ નંબર (નંબરો) આજના મેલમાં પાછો મોકલ્યો છે.

KOV—આ નંબર (નબંરો) ગઈ કાલે પાછો મોકલ્યો છે.

KOZ—આ નંબર (નંબરો) આવતા મેલમાં પાછો મોકલીશું.

KUH—આ નંબર (નંબરો) પંદર દિવસ પછી પાછો મોકલીશું.

KUR—બહારગામ મહેનતમાં છે, એટલે હાલમાં પાછો મોકલી શકીએ તે:

KUS—બહારગામ અમારી મહેનતમાં છે, માટે હાલમાં પાછો મંગાવો

KUT—બહારગામ મહેનત માટે મોકલ્યો છે—આવેથી મોકલી આપીશું.

KUV—બહારગામ મહેનત માટે મોકલવા વિચાર છે, માટે હાલમાં પાછો મંગાવો નહીં.

KUZ—આ નંબર વેચાણ થઈ શકે તેમ નથી, કારણકે બહુ મોંઘો છે, માટે પાછો મોકલી આપીએ ? જવાબ આપો.

LAH—આ નંબર ઉપર મેહેનત ચાલુ છે, માટે જો વેચાણ નહીં થાય તો જ પાછો મોકલીશું.

LAR—પાછો મોકલી આપીએ ? જવાબ આપો.

LAS—પાછો મોકલી આપ્યો નથી. મેહેનત ચાલુ છે.

LAT—હાલ ખપતો નથી—ભવિષ્યમાં ખપે તેમ પણ લાગતું નથી, માટે પાછો મોકલી આપીએ ? જવાબ આપો.

LAV—પાછો મંગાવવાની કાંઈ ખાસ જરૂર (મતલબ) હોય, તો જ તાર કરશો.

LAZ—આ નંબર ઉપર સીલ લઈ મોકલી આપીએ ?

LEH—સીલ લઇ પાછો મોકલ્યો છે.

અમોએ સીલ કરી મોકલાવેલો છે, માટે જલદીથી પાછો મોકલી આપો. થોડો વખત વધારે મહેનત કરવા અત્રે રાખ્યો છે, તેથી પાછો મોકલ્યો નથી. કાગળમાં વિગતે સમાચાર લખ્યા છે.

આ મેલમાં મોકલી શકયા નથી—આવતા મેલમાં મોકલીશું.

નંબર ઉપર એક વેપારીનું કાચું (ફરી જોવાનું) સીલ છે, માટે મોકલી શકયા નથી. સોદો નહીં થશે તો આવતે મેલે મોકલી આપીશું.

Z—આવતા અઠવાડીયા સુધી રાખ્યો છે. વેચાણ નહીં થશે તો મોકલી આપીશું.

IH—આ નંબર જેવો માલ હાલમાં કોઈ ખરીદતું નથી, માટે જ માગણી મળતી નથી. જરૂર હોય તો જ તારમાં જણાવો. તાર આવેથી પાછો મોકલી આપીશું.

—લીમીટ હદ બહારની ઉંચી હોવાથી વેચાણ થઈ શકે તેમ લાગતું નથી, માટે પાછો મોકલી આપીએ? જવાબ નહીં આવશે તો અત્રે રાખી મહેનત કરીશું.

IS—થોડી મુદત અત્રે મહેરબાની કરી રહેવા દેશો. લીમીટમાં થોડોક ઘટાડો કરશો તો જરૂર વેચાણ થઈ શકશે. જો લીમીટ ઘટાડવા નહીં જ માગતા હો, તો તાર કરશો એટલે પાછો મોકલી આપીશું.

LIT—આ નંબર એક વેપારીએ (અથવા છેલ્લી માગણી આપનાર વેપારીએ ફરી) આવતા અઠવાડીયામાં જોવા માગ્યો છે, તેથી આ મેલમાં પાછો મોકલ્યો નથી. જો સારી માગણી નહીં આપશે, તો જરૂર આવતા મેલમાં પાછો મોકલીશું.

LIV—વેચાણ થાય તેવો માલ હોવાથી (વેચાણ થઈ શકે તેમ લાગવાથી) હજી થોડો વખત વધારે મહેનત કરવા વિચાર છે, માટેજ રાખ્યો છે, છતાં પણ ખાસ ઉતાવળ હોય તો ફરી તાર કરશો. મોકલી આપીશું.

LIZ—આ નંબર ઉપર સીલ છે. વેપારી બહારગામ ગયો છે, એટલે તે આવ્યા બાદ જો વધારો આપે તો તમારી લીમીટ મુજબ વેચી શકીએ, અથવા વધારો નહીં આપતાં જો સીલ ઊખેડી નાંખે તો પાછો મોકલી શકીએ. આ કારણથી પાછો મોકલી શકયા નથી.

LOH—ઉતાવળ કરી પાછો મંગાવો નહીં. થોડાજ વખતમાં વેચી શકીશું એમ લાગે છે. માટે મહેરબાની કરી હજી થોડો વખત દેશો. અમોએ પાછો મોકલ્યો નથી.

LOR—આ નંબર ઉપર તારમાં જણાવ્યા મુજબ વધારો લેવા જતા સોદો થાય એવું ધારી અમારી માગણી અને તમારી લી રહેલા થોડાજ ફેર જેટલો વધારો લેવા જતાં) વેપારીએ નાખ્યું છે. ઘણું સમજાવ્યા છતાં એની માગણી હતી ખરીદવા ના પાડી, તેથી એ નંબર વેચાયો નથી, પણ ત પ્રમાણે જેમ બને તેમ જલદીથી વેચાણ કરવા મહેનત કરીએ જો નહીં વેચાશે તો થોડા વખતમાં એ નંબર પાછો મોકલી આ

LOS—

LOT—

# "માલ પાછો મોકલી આપવા" સંબંધી વાતચીતના બોલો.

(પારસલ નંબર તથાં પૈંડની રકમની પછી જ વપરાય છે.)

ા માગણી ઘણી સારી છે, માટે વેચાણ કરવાની ભલામણ છે, કારણ કે આ માલની અમો સર્વે ઠેકાણે પુરતી મહેનત કરી ચુકયા છીએ અને હવે કાંઈ પણ વધારો મળી શકે તેમ નથી, માટે વેચો–નહીં તો પાછો મોકલી આપીએ છીએ.

LOZ—આ માગણી હાલમાં મળી છે, કારણકે અગાઉ મળેલી માગણી હાલમાં મળી શકતી નથી, માટે વેચો–નહીં તો સીલ છોડાવી પાછો મોકલી આપીએ છીએ. જવાબ આપો.

## "માલ પાછો મોકલી આપવા" સંબંધી વાતચીતના બોલો.

૩—( પારસલ—નંબર તથા પૈંડની રકમ વાપર્યા વગર જ વપર'

LUH—તમારા નાના ( પૈંડ ૧૦૦ની અંદરની કીંમતના ) પાર લીમીટો તારથી જણાવો. લીમીટો આવ્યા બાદ વેચાણ થઇ પારસલો વેચાણ કરી અવેજ મોકલી આપીશું, જ્યારે પારસલો પાછા મોકલી આપીશું.

LUR—તમારા પાછા મંગાવેલા બધા નંબરો પાછા મોકલ્યા છે.

LUS—નહીં વેચાણ થઈ શકે તેવા સઘળા પારસલો પાછા મોકલ્યા છે

LUT—વેચાતા બાકી રહેલા પારસલો પાછા મોકલ્યા છે.

LUV—હવે બજાર બંધ થવાથી તથા પારસલો નહીં વેચાણ થાય તેવા પાછા મોકલ્યા છે.

LUZ—તમારા બંને નંબરો પાછા મોકલ્યા છે.

MAH—તમારા ત્રણે નંબરો પાછા મોકલ્યા છે.

MAR—તમારા ચારે નંબરો પાછા મોકલ્યા છે.

MAS—તમારા થોડાક નંબરો પાછા મોકલ્યા છે.

MAT—તમારા બધા નંબરો પાછા મોકલ્યા નથી—નહીં ખપી શકે તેવા હતા તેજ નંબરો પાછા મોકલ્યા છે. બાકીના નંબરો ઉપર મહેનત ચાલુ છે. ૧—૨ અઠવાડીયામાં કાંઇ નહીં થશે તો તેપણ તમોને પાછા મોકલી આપીશું.

MAV—તમારો માલ વેચાણ થઈ શકે તેમ નથી, કારણ કે બહુ મોંઘો છે, માટે પાછો મોકલી આપીએ ? જવાબ આપો.

MAZ—

# "એડવાન્સ"ને લગતી વાતચીતના બોલો.

૧-(પારસલ-નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

નંબર ઉપર એડવાન્સ મોકલી શકીએ તેમ નથી.

. નંબર ઉપર એડવાન્સ આવતા અઠવાડીયામાં મોકલી આપીશું.

—આ નંબર ઉપર થોડી વખત પછી એડવાન્સ મોકલી આપીશું.

T—આ નંબર ઉપર બની શક્યું તેટલું એડવાન્સ મોકલી આપ્યું છે-વધારે હાલમાં બની શકે તેમ નથી.

EV—આ નંબર તમારી છેલ્લી લીમીટ પ્રમાણે વેચાણ થાય તેમ નથી, માટે પાછો મંગાવો અને તેને બદલે બીજો ચોખ્ખો માલ મોકલો-નહીં તો એ નંબર ઉપર આપેલી એડવાન્સની રકમ તારમાં પાછી મોકલી આપો.

Z—આ નંબર ઉપર એડવાન્સ આપેલું છે, અને ઘણા વખતથી એ નંબર અત્રે પડી રહેલો છે, કારણ કે છેલ્લી માગણીથી વધારો મળતો નથી, માટે એ નંબરનું હવે શું કરવું છે? જવાબ આપો. (કહો તો પાછો મોકલી આપીએ)

MIH—આ નંબર ઉપર, જે એડવાન્સ છે, તે અમને તારમાં પાછું મોકલી આપો.

MIR—આ નંબર પાછો મોકલાવ્યો છે, માટે એના ઉપરનું એડવાન્સ અમને બારોબાર તારથી પાછું મોકલાવી આપો.

MIS—આ નંબર...............ને ત્યાં પાછો મોકલાવ્યો છે, માટે અમારા વતી એ નંબર ઉપરનું એડવાન્સ ત્યાં ભરી તમારો માલ તપાસી લેશો. (જે પેઢી ઉપર માલ મોકલાવ્યો હોય તે પેઢીનું નામ લખવું.)

MIT—

MIV—

MIZ—

# "એડવાન્સ" ને લગતી વાતચીતના બોલો.

૩-( પારસલ નંબર તથા પૌંડની રકમ જણાવ્યા વગર વપરાય છે.

MOH—અમોએ આજે તારથી એડવાન્સ મોકલી આપ્યું છે.

MOR—અમો એડવાન્સ હાલમાં મોકલી શકીએ તેમ નથી.

MOS—અમો એડવાન્સ થોડા વખત પછી મોકલી આપીશું.

MOT—માલ વેચાણ થઈ શકે તેવો હશે, તો જ એડવાન્સ મોકલી શકીશું.

MOV—માલ વેચાણ થઈ શકે તેવો નથી, માટે દલગીર છીએ કે એડવા મોકલી શકીએ તેમ નથી.

MOZ—અત્રે નાણાં ભીડ પુષ્કળ ચાલે છે, માટે એડવાન્સ મોકલીએ તેમ

MUH—વ્યાજનો દર વધારે છે, માટે હાલમાં એડવાન્સની ગોઠવણ થાય તેમ

MUR—આવતા અઠવાડીયામાં એડવાન્સ મોકલી શકીશું.

MUS—એડવાન્સ મોકલવાની ગોઠવણમાં છીએ–સગવડ થયેથી તરત મોકલી આ

MUT—અમારાથી બની શક્યું તેટલું એડવાન્સ મોકલ્યું છે. હાલમાં વધારે મોક શકીએ તેમ નથી.

MUV—વધારે એડવાન્સ માગો છો, પણ હાલમાં વધારે આપી શકીએ તેમ નથી, માટે દલગીર છીએ.

MUZ—એડવાન્સ આપેલો માલ તમે વેચતા નથી, માટે અમે તે માલ પાછો મોકલી આપીએ ? જવાબ આપો.

NAH—બીજો માલ મોકલી આપો–એડવાન્સ (તે ઉપર મુકી) ચાલુ રાખીશું અને તમારો એ માલ પાછો મોકલી આપીશું.

NAR—વેચાણ થઈ શકે તેવો માલ મોકલો તો એડવાન્સ મોકલીશું.

NAS—જાડો ચોખ્ખો સફેદ માલ હશે તો એડવાન્સ મોકલીશું.

NAT—માલ અત્રે આવ્યા પછી એડવાન્સ મોકલીશું.

NAV—હા, માલ મોકલો. એડવાન્સ મોકલી આપીશું.

NAZ—જોઈએ તો એડવાન્સ મોકલી આપીશું. પણ માલ મોકલી આપો.

NEH—એડવાન્સ તૈયાર છે—માલ મોકલી આપો છો? જવાબ આપો.

મેડવાન્સ મોકલી આપીએ? માલ મોકલી આપો છો? જવાબ આપો.

-મી. સુતરિયા હાલમાં બહાર ગામ ગયા છે; ત્યાંથી આવીને તમોને એડવાન્સ મોકલી આપશે.

સુતરિયા હાલમાં બહાર ગામ ગયા છે. ત્યાંથી ૮-૧૦ દિવસમાં ા આવશે, અને તમોને એડવાન્સ મોકલી આપશે.

મોએ તારથી એડવાન્સ તરીકે મોકલાવ્યા છે. પૌંડ........

—અમોએ બેંક........મારફતે નાણા મોકલાવ્યા છે, માટે તપાસ કરો.

H—અમોએ બેંક........મારફતે નાણા મોકલાવ્યા છે, માટે તપાસ કરો અને તે રકમ અમારી તરફના એડવાન્સ પેટે જમા કરશો.

—અમોએ કાગળમાં ચેક બીડ્યાનું લખ્યું છે, પણ સરતચુકથી કાગળમાં બીડવાનો રહી ગયો છે, તેથી આવતા મેલના કાગળમાં મોકલી આપીશું.

—યોકોહામા (જપાન) બેંક.

I—ઇન્ટરનેશનલ બેંકીંગ કોરપોરેશન.

V—ઇન્ડીયન સ્પીસી બેંક.

NIZ—ઓમ્એ મર્ચન્ટસ બેંક.

NOH—ફ્રેન્ચ બેંક.

NOR—ચાર્ટર્ડ બેંક ઓફ ઇન્ડીયા, ઓસ્ટ્રેલીઆ અને ચાઇના.

NOS—હોંગકોંગ અને શાંઘાઈ બેંક.

NOT—ઇન્ડીયા બેંક.

NOV—તમારો તાર મળ્યો છે. પારસલ પહોંચ્યા અગાઉ એડવાન્સ મોકલી શકીએ તેમ નથી. માલ મળેથી એડવાન્સ મોકલીશું, માટે માલ મોકલી આપો.

NOZ—તમારો તાર મળ્યો છે. પારસલ રવાના કરો અને કેટલા પૌંડ એડવાન્સ તરીકે જોઇએ છે, તે જણાવો. તે પ્રમાણે અમે પૌંડ મોકલી આપીએ.

NUH—(પૌંડની રકમ જણાવ્યા પછી) આટલા પૌંડ બેંક....માંથી લો; અમોએ એડવાન્સ તરીકે મોકલાવ્યા છે.

NUR—(પૈંડની રકમ જણાવ્યા પછી) આટલા પૈંડ અમોએ અગાઉ એડવાન્સ તરીકે મોકલાવ્યા છે, તે તમને ૨-૪ દિવસમાં

NUS—ના, એડવાન્સ હાલમાં મોકલી શકીએ તેમ નથી, પણ મા. તો તાકીદે વેચાણ કરી આપીશું. માલ વેચાણ થઈ શકે તો માલ રાખીશું અને સગવડ થયેથી એડવાન્સ પણ ે પ્રયત્ન કરીશું.

NUT—ઇસ્ટર્ન બેંક.

NUV—

NUZ—

# “ઇનવોઇસ” ને લગતી વાતચીતના બોલો.

૧-(પારસલ નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

આ નંબરના ઇનવોઇસમાં ભૂલ છે, માટે ફરીથી નવું ઇનવોઇસ મોકલો.

૨—આ નંબરના દાણા ગણી જોતાં ઇનવોઈસમાં લખ્યા કરતાં દાણા ઓછાં થાય છે, માટે ઇનવોઈસમાં લખ્યા કરતાં જો વજન પણ ઓછું હોય તો તરત તારમાં ચોક્કસ વજન આંકડામાં જણાવો.

'S—આ નંબરના જુદા જુદા દાણા તથા જુદું જુદું વજન મોકલી આપો; તે વગર સારી માગણી મળશે નહીં. (વજન-દાણા જુદા જુદા આવશે ત્યાં સુધી છે તેમ મેહેનત કરી માગણીઓ મળેથી જણાવતા રહીશું.)

.T—આ નંબરના દાણા ગણી જોતાં ઇન૦ માં લખ્યા કરતાં વધારે દાણા થાય છે, માટે ઇનવોઇસમાં લખ્યા કરતાં જો વજન પણ વધારે હોય તો તરત તારમાં ચોક્કસ વજન આંકડામાં જણાવો.

PAV—ઇનવોઇસમાં લખ્યા કરતાં દાણા-વજન બંને ઓછા થાય છે-કાગળમાં સમાચાર જણાવીશું.

PAZ—લડીઓ ( અથવા શેરો ) ઇનવોઈસમાં લખ્યા પ્રમાણે મળતી નથી. કાગળમાં સમાચાર જણાવીશું.

PEH—લડીઓ થાય છે.
PER—મોતી દાણા થાય છે.
PES—વજન કેરટ થાય છે.
PET—ઇનવોઇસમાં લખ્યા કરતાં દાણા ઓછા થાય છે.
PEV—ઇનવોઇસમાં લખ્યા કરતાં દાણા વધારે થાય છે.
PEZ—ઇનવોઇસમાં લખ્યા કરતાં વજન વધારે થાય છે.
PIH—ઇનવોઇસમાં લખ્યા કરતાં વજન ઓછું થાય છે.

આ અંગ્રેજી શબ્દ પૈંડના કોઠામાંનો શબ્દ વાપરવો.

# “ કાગળ તથા રજીસ્ટર્ડ પારસલ ” ને લગતી વાતચીતના બોલો

૩–(પારસલ નંબર તથા પૌંડની રકમ વગર વપરાય છે.)

PIR—પોસ્ટ ઑફીસમાં તપાસ [redacted]ી છે, પણ પારસલ મળ્યુ તમે ત્યાં પુરતી તપા[redacted] કરો.

PIS—પારસલ અમને [redacted]જે મળ્યું છે. ઇનવોઇસ પ્રમાણે તપાસી લ મહેનત કરી[redacted]થી માગણી મળેથી જણાવીશું.

PIT—કાગળ મ[redacted] છે, તેમાં પારસલ મોકલ્યાનું લખો છો, પણ પારસ મળ્યું[redacted]થી. મોકલાવ્યું હોય તો તપાસ કરી જવાબ આપો. [redacted]મને મળી જશે તો તમને તારથી ખબર આપીશું.

P[redacted]—તમારા તરફથી કાગળ કે માલ કાંઈ નથી, માટે ફીકર થા તારમાં જવાબ આપો. તાર નહીં આવશે તો સમજીશું કે લખ્યો નથી.

PIZ—તમોએ બે અઠવાડીયા પહેલાં મુંબઇથી રવાના કરેલું પારસલ અમને સહીસલામત મળ્યું છે, અને તેની મહેનત ચાલુ કરી છે.

POH—તમારૂં પારસલ મળ્યું છે, પણ હાલમાં તેવા માલની માગણી મળી શકતી નથી. તોપણ મહેનત ચાલુ છે.

POR—માલનું ઈનવોઈસ મળ્યું છે, પણ માલનું પારસલ મળ્યું નથી.

POS—માલનું ઈનવોઈસ મળ્યું છે, પણ ગયા અઠવાડીયામાં તેમજ આ અઠવાડીયામાં આજ સુધી પણ માલનું પારસલ મળ્યું નથી. તપાસ કરો.

POT—પારસલ મળ્યું છે, પણ ઈનવોઇસ મુજબ મેળવતાં માલ મળતો નથી. કાગળમાં સમાચાર લખીશું.

POV—પારસલ મળ્યું છે, પણ ઈનવોઈસ (કાગળ) મળ્યો નથી, માટે મોકલી આપો.

POZ—પારસલ કે ઈનવોઈસ–કાંઇજ મળ્યું નથી.

PUH—પારસલની અંદર પણ (કાગળમાં લખ્યા ઉપરાંત) હવેથી માલનું ઇનવોઇસિ મુકશો.

.—પારસલ મળ્યું છે.

—પારસલ મળ્યું નથી.

આજે મળેલા મેલમાં તમારો કાગળ નથી, માટે જવાબ આપો.

અમોએ કાગળ લખ્યો છે, માટે તપાસ કરો.

JZ—હાલમાં કેટલોક વખત થયાં તમારો કાગળ નથી. માટે જવાબ આપો.

# " બજારની રૂખ " વિષે વાતચીતના બોલો.

૩—(પારસલ નંબર તથા પૌંડની રકમ વગર વપરાય છે.)

RAH—બજાર સારો છે.

RAR—બજાર નરમ છે.

RAS—બજાર સાધારણ છે.

RAT—બજાર સુધરતો જાય છે.

RAV—બજાર થોડા વખતમાં સુધરશે, એમ લાગે છે.

RAZ—બજાર હાલમાં સુધરે તેમ લાગતું નથી.

REH—તમે ધારો છો. તેમ અત્રેનો બજાર હાલ વધે તેમ જણાતું નથ

RER—બજાર હાલમાં મજબૂત છે.

RES—બજાર હાલમાં નરમ થતો જાય છે.

RET—બજાર વધારે નરમ થતો જાય છે.

REV—બજાર થોડા વખતમાં વધારે મજબૂત (ઉંચો) થશે, એમ જણાય છે.

REZ—હાલમાં બહાર ગામનો પણ બજાર નરમ છે.

RIH—બધી જાતના માલનો બજાર સારો છે. માલ મોકલ્યા જાઓ.

RIR—હાલમાં બજારમાં સઘળા વેપારીઓની ખરીદી મંદી છે, માટે બજાર મંદો છે.

RIS—અમારા બહાર ગામના આડતીઆઓ થોડા દિવસમાં અત્રે આવી ચોખ્ખો માલ ખરીદ કરશે, માટે તેવો માલ મોકલી આપો.

RIT—અમારા ઘરાકો ચોખ્ખો માલ માગે છે, માટે મોકલી આપો.

RIV—ભવિષ્યમાં બજાર નરમ રહેશે, એમ લાગે છે.

RIZ—ભવિષ્યમાં બજાર મજબૂત રહેશે, એમ લાગે છે.

ROH—હા, મોકલ્યો તેવો બીજો માલ તાકીદે મોકલી આપો.

ROR—ના. મોકલ્યો તેવો બીજો માલ હાલમાં મોકલશો નહીં.

ROS—ચોખ્ખા માલનો બજાર સારો છે. (સાધારણ માલનો બજાર સારો નથી.)
ોખ્ખા માલનો બજાર સારો નથી. (સાધારણ માલનો બજાર સારો છે.)
બજાર રસ્તાસર છે. સસ્તો મળે તો ખરીદ કરો.
-બજાર સારો છે, માટે ખરીદી કર્યા જાઓ.
ıમાં બજાર સાધારણ છે. સુધરે તેમ લાગતું નથી, માટે સસ્તો મળે જ માલ ખરીદ કરશો.
ાખ્ખા માલનો બજાર સુધરતાં સારે કીંમતે તે માલ ખપી શકશે, માટે બની શકે તો ખરીદ કરો.

.S—તમારા કાગળમાં લખેલી વિગતનો માલ હ ાં ખપી શકશે નહીં, માટે ખરીદ કરશો નહીં.

T—તમારા કાગળમાં લખેલી વિગતનો માલ ખરીદ ો હોય તો કરશો. કીંમતમાં મોંઘો હોવો નહીં જોઇએ. રસ્તાસરની કીંમતે લેશો તો અત્રે ખપી શકશે.

—નમુના તરીકે મોકલાવેલા માલનું વેચાણ હાલમાં અત્રે થવું ઠણ છે. માટે ખરીદ કરવા અમારી ભલામણ નથી.

.CZ—બજાર ભવિષ્યમાં એકદમ નરમ થશે, એમ લાગે છે, માટે કોઈપણ જાતનો માલ ખરીદ કરશો નહીં.

SAH—સસ્તો મળે તો ખરીદ કરો.

SAR—રસ્તાસરની કીંમતે મળે તો ખરીદ કરો.

SAS—૨-૪ ટકા વધારે લાગે તોપણ ખરીદ કરો.

SAT—હા, ખરીદ કરી તાકીદે મોકલાવી આપો.

SAV—ના, હાલમાં ખરીદ કરશો નહીં.

SAZ—હાલમાં ધુમ્મસ બહુ પડે છે, તેથી ખરીદનારાઓ માલ જોતા નથી.

SEH—હાલમાં અંધારૂં બહુજ રહે છે, જેથી વેપારીઓ માલ જોઈ શકતા નથી.

SER—હાલમાં તેહેવારો હોવાથી વેપારીઓ માલ જોતા નથી.

SES—હાલમાં લડાઈની બૂમો-હડતાલ-વાર્ષીક ચુંટણી યા બીજી કોઇ રાજ્યદ્વારી ખટપટને લીધે વેપારીઓ માલ જોતા નથી.

SET—હાલમાં પાણીની મોટી રેલ આવી છે, માટે બજાર બંધ જેવો છે.

| માલની સાઈઝ<br>તથા<br>રંગ વિગેરે. | મુંબઇથી આવે તો<br>——<br>નો બજાર કેમ છે ? જવાબ આપો. | પારીસથી આવે તો<br>——<br>નો બજાર સારો છે. | પારીસથી આવે તો<br>——<br>નો બજાર સારો નથી. | મુંબઇથી આવે તો<br>——<br>(બીજાઓ ખરીદ કરેછે) અમે ખરીદ કરીએ ? જવાબ આપો. | પારીસથી આવે તો<br>——<br>હા, ખરીદ કરો. |
|---|---|---|---|---|---|
| | —ખાખો— | | | | |
| સફેદ જીવણુ ખાખો. ... ... | વિં—VENI | | વિં—VONA | વિં—VUNO | |
| | —ઘાટ— | | | | |
| વચલી સાઇઝ (ગાળા) નો સફેદ | કો—VEPI | | કો—VOPA | કે.—VUPO | |
| ચોખ્ખો ઘાટ. ... ... ... | વિં—VERI | | વિં—VORA | વિં—VURO | |
| વચલી સાઇઝ (ગાળા) નો ખુલ્લતા | કો—VESI | | કો—VOSA | કો—VUSO | |
| રંગનો ચોખ્ખો ઘાટ. ... ... | વિં—VETI | | વિં—VOTA | વિં—VUTO | |
| પાતળી સાઇઝ (સીટ) નો સફેદ | કો—VEVI | | કો—VOVA | કો—VUVO | |
| ચોખ્ખો ઘાટ. ... ... ... | વિં—VEWI | | વિં—VOWA | વિં—VUWO | |
| પાતળી સાઈઝ (સીટ)નો ખુલ્લતા | કો—VEXI | | કો—VOXA | કો—VUXO | |
| રંગનો ચોખ્ખો ઘાટ. ... ... | વિં—VEZI | | વિં—VOZA | વિં—VUZO | |

| પારીસથી આવે તો<br>ના, ખરીદ કરશો નહીં. | મુંબઈથી આવે તો<br>જલદી વેચી શકશો ? (ખપી શકશે ?) મોકલી આપીએ? | પારીસથી આવે તો<br>હા, મોકલી આપો. સારી કીંમત ઉપજાવવા મહેનત કરીશું. | પારીસથી આવે તો<br>ના, હાલમાં વેચી શકાશે નહીં. | પારીસથી આવે તો<br>ની ઘણી માગ થાય છે, માટે મોકલી આપો. |
|---|---|---|---|---|
| | —ખાખો— | | | |
| વિં--ZANE | વિં--ZENU | વિં--ZONI | વિં--ZYNA | |
| | —ઘાટ— | | | |
| કો--ZAPE | કો—ZEPU | કો—ZOPI | કો—ZYPA | |
| વિં--ZARE | વિં--ZERU | વિં—ZORI | વિં—ZYRA | |
| કો—ZASE | કો—ZESU | કો—ZOSI | કો—ZYSA | |
| વિં—ZATE | વિં—ZETU | વિં—ZOTI | વિં—ZYTA | |
| કો—ZAVE | કો—ZEVU | કો—ZOVI | કો—ZYVA | |
| વિં—ZAWE | વિં—ZEWU | વિં—ZOWI | વિં—ZYWA | |
| કો—ZAXE | કો—ZEXU | કો—ZOXI | કો—ZYXA | |
| વિં—ZAZE | વિં—ZEZU | વિં—ZOZI | વિં—ZYZA | |

## "તાર" ને લગતી વાતચીતના બોલો.

### ૩—(પારસલ—નંબર તથા પૌંડની રકમ વગર:વપરાય છે.)

BEE—તમારો તાર પહોંચ્યો છે.

BOO—તમારો તાર પહોંચ્યો નથી.

CEE—તમારો ગઈ કાલની તારીખનો તાર પહોંચ્યો છે.

COO—તમારો પરમ દિવસનો તાર પહોંચ્યો છે.

DEE—તમારો તાર પહોંચ્યો છે—મેલના કાગળમાં સમાચાર જણાવીશું.

DOO—તમારા તારમાં સમજ પડતી નથી.

FEE—તમારા તારમાં સમજ પડતી નથી—જરૂરનું હોય તો વિગતવાર ખુલાસાથી (લંબાણથી) તારથી જણાવો—નહીં તો કાગળમાં લખી જણાવશો.

FOO—તારનો જવાબ તારથી જણાવો.

GEE—તારનો જવાબ વગર ઢીલે તારથી જણાવો.

GOO—તારનો જવાબ તાકીદે આપો—જવાબ ખાઈ જશો નહીં.

HEE—આજે અમને એક તાર મળ્યો છે, તે ઉપરથી જણાય છે કે, અમોએ તમને જે તાર કરેલો, તેમાં ભૂલથી તમે બીજો નંબર સમજ્યા છો અને અમારો માગેલો જવાબ અમને મળ્યો નથી, માટે આ તાર ફરીથી કરીએ છીએ, માટે જવાબ આપો.

HOO—તમારા તારના પહેલા શબ્દમાં સમજ પડતી નથી.

JEE— ,, ,, બીજા ,, ,, ,,

JOO— ,, ,, ત્રીજા ,, ,, ,,

KEE— ,, ,, ચોથા ,, ,, ,,

KOO— ,, ,, પાંચમા ,, ,, ,,

LEE— ,, ,, છઠા ,, ,, ,,

LOO— ,, ,, સાતમા ,, ,, ,,

MEE— ,, ,, વચલા ,, ,, ,,

MOO— ,, ,, છેલ્લા ,, ,, ,,

NEE—તમારા તારનો....શબ્દ સમજાયો નથી. (કેટલામો શબ્દ તે જણાવવા માટે પારસલ નંબરનો કોડ બોલ આ અંગ્રેજી શબ્દ પછી વાપરવો.)

NOO—તમારા તારનો જોડેનો શબ્દ સમજાતો નથી, માટે ફરીથી ખુલ્લા હરફથી જણાવો.

PEE—તમારો તાર પહોંચ્યો છે—કાગળમાં સમાચાર લખી ચુકયા છીએ.

POO—તાર સમજવામાં ભૂલ થઇ છે—કાગળમાં વિગતે સમાચાર લખીશું.

REE—અમારો તાર પહોંચ્યો કે નહીં? જવાબ આપો.

ROO—અમારો ગઈ કાલની તારીખનો તાર પહોંચ્યો કે નહીં? જવાબ આપો.

SEE—અમો તારો કરીએ છીએ, પણ તેના જવાબો તમે આપતા નથી, માટે તરત તારમાં જવાબ આપો.

SOO—અમારો ગઈ પરમ દિવસનો તાર પહોંચ્યો કે નહીં? જવાબ આપો.

TEE—અમોએ તાર કીધો નથી—કદાપી બીજા કોઇની તરફથી તે તાર તમોને મળ્યો હશે.

TOO—અમારો તાર સમજવામાં તમારી ભૂલ થઈ હોય, એમ જણાય છે.

VEE—તમારા તરફથી હજી સુધી તાર મળ્યો નથી, માટે યોગ્ય લાગે તે જવાબ તારથી તરત જણાવશો. તારની રાહુ જોઈએ છીએ.

VOO—અમારા તારનો ૪–૫ દિવસ થયાં જવાબ નથી, માટે જવાબ આપો.

WEE—અમારા ૨–૩ તારોના જવાબ નથી, માટે તાકીદે જવાબ આપો.

WOO—તમારો તાર બહુ મોડો મળ્યો છે.

XEE—અમારા તારનો તમે બીલકુલ જવાબ આપતા નથી, એ વ્યાજબી થતું નથી, કારણ કે કામ કરવાને અમોને તેથી ઘણી અડચણ–અગવડ પડે છે, માટે (માલનો નિકાલ કરવા માગતા હો તો) તરત તારથી જવાબ આપો.

XOO—આ તારનો જવાબ આપો, ત્યારે તમારૂં પોતાનું નામ એટલે તમારા તારના સરનામાના (૧૦ અક્ષરો પુરા કરવા જેટલા અક્ષરો સમાય તેટલા) અક્ષરો ઉમેરશો. ભુલશો નહીં. (જરૂર પડે તો સરનામાનો આખો શબ્દ અલાયદો લખશો.)

YEE—આ તારનો જવાબ તાર મળે કે તરત તારથી આપશો, કારણ કે વેપારીને તાકીદે જવાબ આપવાનો છે, માટે ઢીલ કરશો નહીં.

YOO—આ તારનો જવાબ વિગતે કાગળમાં આપો.

ZEE—(પાર–નંબરના અક્ષરો જોડીને) આ નંબર વિશે તમારો તાર મળ્યો છે, પણ તારમાં સમજ પડતી નથી. તમે એ નંબર વિશે શું કરવા (શું કહેવા) માગો છો તે ફરીથી સમજ પડે તેવી રીતે તારથી જણાવો.

ZOO—

## વિદ્યુત્ પ્રવાહોથી મોકલવામાં આવતા અક્ષરો અને આંકડાઓની નિશાનીઓ તથા તેમાં થતી ભુલો.

[ મોર્સ (MORSE) ના ધોરણ મુજબ. ]

### —અક્ષરો—

| | | | | | |
|---|---|---|---|---|---|
| A | ની નિશાની | · — | છે, તેને બદલે તારમાં | ET | આવવાનો સંભવ છે. |
| B | ,, | — · · · | ,, | TS, NI, DE | ,, |
| C | ,, | — · — · | ,, | NN, TR, TEN, KE | ,, |
| D | ,, | — · · | ,, | TI, NE | ,, |
| E | ,, | · | | | |
| F | ,, | · · — · | ,, | IN, ER, UE, ITE | ,, |
| G | ,, | — — · | ,, | ME, TN | ,, |
| H | ,, | · · · · | ,, | SE, ES, II | ,, |
| I | ,, | · · | ,, | EE | ,, |
| J | ,, | · — — — | ,, | EO, ATT, AM, WT | ,, |
| K | ,, | — · — | ,, | TA, NT, TET | ,, |
| L | ,, | · — · · | ,, | AI, RE, ED | ,, |
| M | ,, | — — | ,, | TT | ,, |
| N | ,, | — · | ,, | TE | ,, |
| O | ,, | — — — | ,, | TM, MT | ,, |
| P | ,, | · — — · | ,, | WE, AN, EG | ,, |
| Q | ,, | — — · — | ,, | MA, GT, TK | ,, |
| R | ,, | · — · | ,, | AE, EN | ,, |
| S | ,, | · · · | ,, | IE, EI | ,, |
| T | ,, | — | ,, | | ,, |
| U | ,, | · · — | ,, | EA, IT | ,, |
| V | ,, | · · · — | ,, | ST, EU, IA | ,, |
| W | ,, | · — — | ,, | EM, AT | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| X | ,, | — · · — | ,, | NA, TU, DT | ,, |
| Y | ,, | — · — — | ,, | NM, TW, KT | ,, |
| Z | ,, | — — · · | ,, | MI, GE, TO | ,, |

## —આંકડાઓ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| 1 | ,, | · — — — — | ,, | A, AO, WM, JT | ,, |
| 2 | ,, | · · — — — | ,, | U, IO, UM | ,, |
| 3 | ,, | · · · — — | ,, | V, SM, VT | ,, |
| 4 | ,, | · · · · — | ,, | SA, HT | ,, |
| 5 | ,, | · · · · · | ,, | E, IS, SI | ,, |
| 6 | ,, | — · · · · | ,, | TH, DI, BE | ,, |
| 7 | ,, | — — · · · | ,, | B, MS, TB | ,, |
| 8 | ,, | — — — · · | ,, | D, MD, OI | ,, |
| 9 | ,, | — — — — · | ,, | N, ON, MG | ,, |
| 10 | ,, | — — — — — | ,, | T, MO, OM | ,, |



## શબ્દોના અક્ષરોથી થતી ભુલો.

તાર લખનારના અક્ષરો બરાબર ઉકલી નહીં શકવાથી, એક અક્ષર અશુદ્ધ કે રીવાજથી ઉલટી રીતે લખાયલો હોવાને લીધે બીજો અક્ષર સમજાયાથી, બે અક્ષરો એક સરખાજ જોડાજોડ આવેલા હોવાથી એક અક્ષર ગફ્લતીથી (નજર ચુકથી) રહી જવાથી તેમજ એવા બીજા કારણોથી પણ તારોમાં ભુલ થવાનો સંભવ રહે છે; જેમકે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| *a* | ને બદલે | *o* | *i* | ને બદલે | *e* |
| *b* | ,, | *f* | *j* | ,, | *g* |
| *c* | ,, | *e* | *m* | ,, | *n* |
| *e* | ,, | *c* (*i*) | *n* | ,, | *m* (*u*) |
| *f* | ,, | *b* | *o* | ,, | *a* |
| *g* | ,, | *j* | *u* | ,, | *n* વિગેરે, |

લખી દેવામાં આવે છે અથવા સમજી શકાય છે, માટે તારના શબ્દોમાં અક્ષરો શુદ્ધ લખવા ઉપર ધ્યાન આપવું.

કોઈ અક્ષર રહી નહીં જાય તે માટે તાર લખી રહ્યા બાદ ફરી તપાસી જોવો.

જેમ બને તેમ સરળ, ચાલુ—સાદા, સફાઇબંધ અને ચોખ્ખા અક્ષરોમાં તારો લખવા.

તારમાં છેકાછેક કરવી નહીં તેમજ ડાઘાડુઘી પાડવા નહીં.

અક્ષરો હોય તો એક શબ્દમાં દશ અક્ષરો, તથા આંકડાઓ હોય તો એક શબ્દમાં પાંચ આંકડાઓ મોકલી શકાય છે.

# ભાગ ત્રીજો.

## મુંબઈથી પારીસ મોકલવાના બોલોનો સંગ્રહ.

—કોડ–બોલોનું ત્રણ અક્ષરોનું સ્વરૂપ.—

વ્યંજન, સ્વર અને સ્વર.

# અનુક્રમણિકા.

## "માગણી" ને લગતી વાતચીતના બોલો.

### ૧—(પારસલ—નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

BAE—સારી માગણી તારમાં જણાવો.

BAI—ઊંચી માગણી જણાવો, કારણકે અમો વેચવા માગીએ છીએ.

BAO—ઘણો વખત થયાં માગણી આવી નથી, માટે સારી માગણી જણાવો.

BAU—બજાર પીઠ માગણી જણાવો; આડતીઓ વેચવા માગે છે.

BAY—બજાર પીઠ માગણી જણાવો, કારણકે અમો વેચવા માગીએ છીએ.

BEA—ઊંચી માગણી જણાવો, કારણકે આડતીઓ વેચવા માગે છે.

BEI—ઘણો વખત થયાં માગણી આવી નથી, માટે ઓછી તો ઓછી જે મળે તે જણાવો.

BEO—માગણી મળી ગઈ છે, તેનાથી ઓછી મળે તોપણ જણાવો.

BEU—છેલ્લી માગણી ફરી મળે, તોપણ જણાવો.

BEY—છેલ્લી માગણીથી કાંઇક વધારે મળે, તો જ જણાવશો.

BIA—છેલ્લી માગણીથી ઓછી માંગણી લઈ જણાવશો નહીં.

BIE—માગણી મળી ગઈ છે, તેની આસપાસ મળે તો જણાવશો.

BIO—અમારી લીમીટની આસપાસ માગણી મળે તો જ જણાવશો.

BIU—માગણી "રૂપીઆના માલની આઠ-દશ આના" જેટલી છે, માટે અમો નારાજ છીએ; સારો વધારો મેળવી જણાવો.

BIY—માગણીથી અમો ઘણા નારાજ છીએ, માટે મહેનત કરી સારો વધારો મેળવી જણાવો.

BOA—માગણી હસવા લાયક છે, ઘણો જ સારો વધારો નહીં મળે ત્યાં સુધી નકામા તારો કરશો નહીં. પુરતી મહેનત કરો.

BOE—માગણી ઘણી ઓછી છે; સહેજ વધારો મળેથી તાર કરશો નહીં.

BOI—માગણી ઘણી ઓછી છે; સારો વધારો મળે ત્યારે જ તાર કરશો.

BOU—માગણી ઘણી ઓછી છે; થોડા થોડા પૌંડ વધીને નકામો તાર-ખરચ કરશો નહીં. સારી માગણી મળે ત્યાં સુધી મહેનત કરો.

BOY—માગણી હજી ઘણી ઓછી છે. ઘણો જ સારો વધારો મેળવી જણાવો.

BUA—માગણી જણાવતાં તમોએ ભૂલ કરી હોય એમ લાગે છે, માટે તપાસ કરો.

BUE—માગણી ઘણી ઓછી છે-તપાસ કરો.

BUI—માગણી ઘણી ઓછી છે, બીજા તારો કરશો નહીં. કાગળમાં સમાચાર લખ્યા છે.

BUO—માગણી એટલી બધી ઓછી છે કે, અમે કાંઈપણ લીમીટ આપી શકતા નથી.

BUY—રસ્તાસરની માગણી તમે જણાવશો નહીં, ત્યાં સુધી અમે કાંઈપણ લીમીટ આપી શકીશું નહીં.

CAE—ઊંચી માગણી મોકલો, એટલે અમો રસ્તાસરની લીમીટ આપી દઇશું.

CAI—ઊંચી માગણી મોકલો, એટલે અમો છેલ્લી લીમીટ આપી દઈશું.

CAO—અમોએ રસ્તાસરની લીમીટ આપેલી છે, માટે હવે સારો વધારો મેળવી માગણી જણાવો.

CAU—બહારગામ (લંડન) મોકલી મહેનત કરો.

CAY—છેલ્લી માગણીથી થોડું પણ વધશો તો જરૂર એ માલ વેચાશે એમ લાગે છે, માટે પુરતી મહેનત લઈ વધારો જણાવો.

CEA—છેલ્લી માગણી ઉપર થોડોક વધારો મેળવો અને છેવટે જરાપણ વધારો નહીંજ મળે તો ફરી તાર કરશો. જોઈશું.

CEI—માગણી ઓછી છે, પણ વેચવાની રજા આપીએ છીએ.

CEO—તમોએ મોકલેલી માગણી ઉપર થોડોક વધારો મેળવવાની મહેનત કરશો—વધારો નહીં મળે તોપણ વેચશો. સોદો બગાડશો નહીં.

CEU—આ નંબર જેવા માલની બીજી જગ્યાએથી માગણી આવે છે, પણ તમારા તરફથી માગણી આવતી નથી, માટે મહેનત કરી ઉંચી માગણી જણાવો.

CEY—માગણીનો સિક્કો રહેવા દેશો; ૨-૪ દિવસમાં જવાબ આપીશું.

CIA—માગણીનો સિક્કો રહેવા દેશો; કાગળમાં સમાચાર જણાવીશું.

CIE—માગણીનો સિક્કો રહેવા દેશો; કાગળમાં સમાચાર લખ્યા છે. કાગળ વાંચી તે મુજબ વરતશો.

CIO—માગણી જુદી જુદી જણાવો—ભેગી જણાવશો નહીં.

CIU—માગણી ભેગી જણાવો—જુદી જુદી જણાવશો નહીં.

CIY—વેચાણ કરવાની તમે ભલામણ કરો છો, પણ અમોને નુકશાન જાય છે, તેથી વેચી શકતા નથી. માટે વધારો લઈ જણાવો.

COA—ખુલ્લા આંકડામાં માગણી જણાવો, કારણ કે તમોએ જણાવેલી માગણીમાં અમને સમજ પડતી નથી. (તાર લખવાવાળાની અથવા તાર ઓફીસવાળાઓની ભૂલ થઈ હોય એમ જણાય છે.)

COE—માગણી બહુ જ ઓછી છે. આવી માગણીથી અમો નારાજ છીએ. સારો વધારો નહીં મળી શકે તેમ હોય તો તરત પાછો મોકલો.

COI—માગણી બહુ જ ઓછી છે. સારો વધારો મેળવવા બે અઠવાડીઆ વધારે રાખો—ત્યાર બાદ તરત પાછો મોકલી આપશો.

COU—ઊંચી માગણી મોકલો—નહીં તો પાછો મોકલી આપો.

COY—"ડુપ્લીકેટ" ની માગણી બીજે ઠેકાણેથી તમારા કરતાં ઘણી વધારે આવી ગઈ છે, માટે તમે પણ ઘણો જ સારો વધારો મેળવી જણાવો. સહેજ વધારો મળે તાર કરશો નહીં.

CUA—અમોએ બ્યાજબી—રસ્તાસરની લીમીટ આપેલી છે, માટે વધારો મેળવી જણાવો.

CUE—આ નંબર જેવો માલ અમોએ બીજે ઠેકાણે (આ અઠવાડીયામાં અગર ગયા અઠવાડીયામાં) તમારી છેલ્લી માગણીથી વધારે કીંમતે વેચ્યો છે, માટે તમે પણ મહેનત કરી સારો વધારો મોકલો, કે તમારે ત્યાં પણ વેચાણ કરીએ.

CUI—અમારી છેલ્લી લીમીટ પ્રમાણે વેચો, અથવા તમારી છેલ્લી માગણીથી વધારો જણાવો—નહીં તો પાછો મોકલી આપો.

CUO—અમો છેલ્લી લીમીટ આપી શકતા નથી, કારણ કે તમારી માગણીમાં ઘણો ફેર છે, માટે મહેનત કરી સારો વધારો લઈ માગણી મોકલો. અમો જોઈશું.

CUY—આડતીઆનો છે અને તેને વેચવાની ઘણી ઉતાવળ છે. જો નહીં વેચાય તેમ હોય તો પાછો મંગાવી આપવાનું કહે છે, માટે તરત ઉંચી માગણી જણાવો.

DAE—થોડા દિવસ ઉપર (અથવા ૨-૪ દિવસો ઉપર) જે માગણી આવી હતી તેનાથી ઓછી માગણી આજે મળેલા તારમાં જણાવો છો, એ શું? માટે તપાશ કરી ચોખ્ખી રીતે જણાવો.

DAI—વેચવાની ઘણી ઉતાવળ છે, કારણ કે અમારે બીજો માલ લેવો છે, માટે ઉંચી માગણી તાકીદે જણાવો.

DAO—અગાઉ માગણી જણાવી હતી, તેના કરતાં હાલમાં ઓછી માગણી કેમ જણાવી? ભૂલ થઈ હશે, માટે તપાસ કરો.

DAU—આ નંબર તમને પહોંચી ગયો છે, માટે તેની વેલ્યુ (વેલ્યુએશન) મોકલો.

DAY—માગણી મળે છે કે નહીં? જવાબ આપો.

## "માગણી" ને લગતી વાતચીતના બોલો.

### ૨—(પારસલ—નંબર તથા પૌંડની રકમ પછી જ વપરાય છે.)

DEA—આ નંબરની "ડુપ્લીકેટ" આટલા પૌંડથી અમોએ વેચી છે, માટે તે પ્રમાણે વેચવાની તમે પણ મહેનત કરો. હવે એનાથી ઓછી માગણી જણાવશો નહીં. એટલી રકમે વેચી જવાબ આપો.

DEI—આ નંબરની "ડુપ્લીકેટ"ની આટલા પૌંડની માગણી બીજે ઠેકાણેથી આવી ગઈ છે, માટે તમે પણ મહેનત કરી એટલી અથવા એનાથી વધુ માગણી જણાવો.

DEO—આ નંબરની "ડુપ્લીકેટ" આટલા પૌંડથી અમોએ વેચી છે, માટે તમે પણ આટલા પૌંડથી એ નંબરનું થોડા દિવસમાં (વધતામાં વધતા એક અઠવાડીયામાં) નહીં વેચાણ આપશો તો અમે પાછો મંગાવીશું અથવા ટ્રાન્સફર કરાવીશું.

DEU—આ નંબરની આટલા પૌંડની માગણી મળી ગઇ છે (અથવા એ નંબરની આટલા પૌંડની લાગટ છે), માટે એના ઉપર વધારો મળે તો જ જણાવશો. ઓછો તાર કરશો નહીં; નફો મળેથી વેચીશું.

DEY—આ નંબરની આટલા પૌંડની ઉપર માગણી મળે તો જ તાર કરશો. તમારી માગણી ઘણી જ ઓછી છે.

DIA—આ નંબરની આટલા પૌંડની ઉપર માગણી નહીં મળે તો તરત પાછો મોકલી દેશો.

DIE—

DIO—

DIU—

DIY—

## "માગણી" ને લગતી વાતચીતના બોલો.

**૬—(પારસલ—નંબર તથા પૌંડની રકમ વાપર્યા વગર વપરાય છે.)**

DOA—અમારા બધા માલની સારામાં સારી માગણીઓ મોકલો.

DOE—અમારા બધા માલની બજાર-પીઠ માગણીઓ મોકલો.

DOI—માગણીઓ ઓછી છે, માટે વધારો મેળવવાની તજવીજ કરો.

DOU—બધી માગણીઓ હસવા લાયક છે, માટે માલ જોઈ માગણીઓ લો.

DOY—આવી ઓછી માગણીઓ લઇ નકામો તાર-ખરચ કરો નહીં; માલ જોઈ ઊંચી માગણીઓ મળેથી જ તાર કરશો, કારણ કે આવી હલકી માગણીઓ આવવાથી અમો નારાજ છીએ અને બીજો માલ મોકલતાં અચકાઇએ છીએ.

DUA—જે નંબરોની માગણીઓ ભેગી જણાવી છે, તે નંબરોની માગણીઓ જુદી-જુદી લઈ જણાવો.

DUE—જેટલા નંબરો તમારી પાસે છે, તે દરેક નંબરની માગણી ચાલુ કરવા મહેનત કરો, કારણ કે અમારે વકરા કરવા છે.

DUI—હાલમાં તમારા તરફથી બીલકુલ માગણીઓ આવતી નથી, માટે જે મળે તે મેળવી જણાવો.

DUO—તમારી બધી માગણીઓ ઘણી ઓછી છે, માટે લીમીટો આપી શકતા નથી. મહેનત કરી સારા વધારાની માગણીઓ જણાવો.

DUY—અમારા બધા માલની લીમીટો રસ્તાસરની છે, માટે પુરતી રીતે મહેનત કરી માગણીઓ મોકલો.

# "લીમીટ" ને લગતી વાતચીતના બોલો.

૨—(પારસલ—નંબર તથા પૈંડની રકમની સાથે જ વપરાય છે.)

FAE—આ લીમીટ છેલ્લી છે. ફરી ઓછે તાર કરશો નહીં.

FAI—આ લીમીટ રસ્તાસરની છે. બહુ ઓછા ફેરે તાર કરશો નહીં.

FAO—આ લીમીટ છેલ્લી જ છે. એ પ્રમાણે વેચાય તો તારથી ખબર આપશો.

FAU—જલદીથી વેચાણ કરી આપશો, એવું ધારીને આ અમારી છેવટની લીમીટ આપી દીધી છે, માટે હવે મહેનત કરીને જલદી નિવેડો લાવશો.

FAY—આ લીમીટ છેલ્લી જ છે. જો એ પ્રમાણે નહીં વેચાણ થાય તો એ નંબર અમોને પાછો મોકલી આપશો. ઓછો તાર કરશો નહીં. પાછો મોકલો ત્યારે તારથી ખબર આપશો.

FEA—આ લીમીટ છેલ્લી જ છે. જો એ પ્રમાણે નહીં વેચાણ થાય તો એક અઠવાડીયું રાખી અમોને પાછો મોકલી આપશો. ઓછો તાર કરશો નહીં. પાછો મોકલો ત્યારે તારથી ખબર આપશો.

FEI—આ લીમીટ છેલ્લીજ છે. જો એ પ્રમાણે નહીં વેચાણ થાય તો બે અઠવાડીયા રાખી અમોને પાછો મોકલી આપશો. ઓછો તાર કરશો નહીં. પાછો મોકલો ત્યારે તારથી ખબર આપશો.

FEO—આ લીમીટ મુજબ વેચાણ કરી તેનો અવેજ તારમાં મોકલી આપો.

FEU—આ લીમીટ મુજબ વેચાણ કરી તેનો અવેજ ચેકથી કાગળમાં મોકલી આપો.

FEY—આ લીમીટ અને તમારી માગણી વચ્ચે હવે ઘણો ફેર નથી, માટે પુરતી રીતે મહેનત કરી થોડા દિવસમાં એ લીમીટે વેચી જવાબ આપશો, કારણ કે એ માલ હવે વધુ વખત ત્યાં રહેવા દઈએ તેમ નથી.

FIA—આ લીમીટ છેલ્લી જ છે, માટે એ પ્રમાણે વેચાણ કરો. આ લીમીટથી કાંઈપણ હવે ઓછું થાય તેમ નથી, માટે વેચીને જવાબ આપો.

FIE—તમારા તરફથી માગણી વધીને નહીં આવી તોપણ અમે અમારી લીમીટ ઘટાડીને હવે આ લીમીટ આપીએ છીએ, માટે સારો વધારો લઈ માગણી મોકલો, કારણ કે લાંબા વખતથી એ માલ ત્યાં પડી રહ્યો છે, માટે હવે રસ્તો લાવો.

FIO—આ લીમીટ છેલ્લી નથી, પણ તમારી છેલ્લી માગણી કરતાં સારો વધારો મળે તો જ તાર કરશો. સહેજસાજ વધારા મળેથી નકામા તાર કરશો નહીં.

FIU—આ લીમીટ મુજબ વેચાણ કરો. તેવો જ બીજો માલ મોકલ્યો છે.

FIY—આ લીમીટ મુજબ વેચાણ કરો. તેવો જ બીજો માલ મોકલી આપીશું.

FOA—આ લીમીટ રસ્તાસરની આપીએ છીએ, માટે બહુ ઓછા ફેરની માગણી કરશો નહીં—બહુ ઓછી માગણી મળતી હોય તો પાછો મોકલી દેશો.

FOE—આ લીમીટ છેલ્લી નથી, કારણકે તમારી માગણીમાં ઘણો જ ફેર છે માટે અમો છેલ્લી લીમીટ આપી શકતા નથી.

FOI—આ લીમીટ છેલ્લી જ છે. એ પ્રમાણે વેચવાની મહેનત કરો. જો એ રકમ નહીં ઉપજી શકે એમ જણાય તો પછી તમારી માગણી પ્રમાણે વેચાણ કરશો જ અને અવેજ તારમાં મોકલી આપશો.

FOU—આ નંબરની આથી વધારે માગણી મળે તો જ તારથી જણાવશો. પછીથી વેચાણ કરવાની રસ્તાશરની લીમીટ આપી દઇશું.

FOY—જોકે આ લીમીટ આપતાં અમને નુકશાની જાય છે, છતાં આ અમારી છેલ્લીજ લીમીટ છે, માટે મહેનત કરી તેનું વેચાણ કરી આપશો. (આ નંબરની અમોએ ભૂલથી વધારે લીમીટ આપી દીધી હતી, માટે તે લીમીટ રદ ગણશો અને આ લીમીટની નોંધ લેશો.)

FUA—આ નંબરની આટલા પૈંડની લીમીટ હાલતુરત આપીએ છીએ, પણ અમો છેલ્લી લીમીટ આપી શકતા નથી. તમોને વધારો મળે તેમ તાર કરશો. અમે જવાબ આપીશું. રજા આપીએ ત્યારે ડીલીવર કરશો.

FUE—તમોએ માગણી વગર છેલ્લી લીમીટ માગી છે, તો અમો તમને આ રસ્તાસરની લીમીટ આપીએ છીએ. તમે મહેનત કરી ઉંચામાં ઉંચી માગણી મોકલો, એટલે પછી અમો છેલ્લી લીમીટ આપી દઇશું.

FUI—આ નંબરની તમોએ છેલ્લી લીમીટ માગી હતી. તે અમોએ આપી હતી, પણ તમો એ નંબર એક અઠવાડીયામાં નહીં વેચી શકયા તેથી અમારી તે લીમીટ ફેરવીને-વધારીને આ લીમીટ આપીએ છીએ, માટે હવે અમારી આગલી લીમીટે વેચશો નહીં.

FUO—આ નંબરની લીમીટ જણાવતાં ભૂલ થઈ હતી-(છે), માટે આ લીમીટ ફરીથી જણાવીએ છીએ.

FUY—આ અમારી લીમીટ આઠ દીવશની છે. પછીથી અમો એ લીમીટથી બંધાયલા નથી.

GAE—આ અમારી લીમીટ ૧૫ દિવશની છે. પછીથી અમો એ લીમીટથી બંધાયલા નથી.

GAI—આ અમારી લીમીટ છેવટની છે. તે પ્રમાણે તમે નહીં વેચાણ કરશો તો અમો લીમીટ વધારીશું.

GAO—આ નંબરની હવેથી આ લીમીટ છે, કારણ કે તમે મુદત દરમ્યાન વેચી નહીં શકવાથી આગલી લીમીટ હવે રદ છે.

GAU—જલદીથી વેચાણ થઈ શકે (અથવા કરી શકો) એવું ધારીને અમો આ ટુંકી લીમીટ આપીએ છીએ, માટે મહેનત કરી હવે જલદીથી વેચાણ કરી આપો.

GAY—

# "વેચાણ" ને લગતી વાતચીતના બોલો.

## ૧—(પારસલ—નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

GEA—વેચ્યો કે નહીં? તારથી જવાબ આપો.

GEI—વેચાણ અમારી લીમીટથી સહેજ ફેરે અટકયા છે, માટે ખંતથી મહેનત કરી તાકીદે વેચાણ થાય તેમ કરો.

GEO—તમારી માગણી પ્રમાણે વેચો, જો કે એમ રજા આપવામાં અમોને નુકસાન જાય છે, છતાં તમારી ભલામણથી વેચીએ છીએ.

GEU—તમારી માગણી પ્રમાણે વેચો અને અવેજ તારથી મોકલી આપો.

GEY—તમારી માગણી પ્રમાણે વેચો અને અવેજ કાગળમાં ચેકથી મોકલો.

GIA—વેચાણનો અવેજ હુજી અમોને મળ્યો નથી, માટે તાકીદે તારથી મોકલી આપો.

GIE—બજાર કસી વેચો. અમોને નાણાની જરૂર છે, માટે વેચવાની તમને અખત્યારી આપીએ છીએ. અમારા હકમાં ફાયદો થાય તેમ કસીને વેચો અને અવેજ તારથી મોકલી આપો.

GIO—વેચી શકશો કે નહીં? તારથી જવાબ આપો.

GIU—વેચી શકો એમ લાગે તો જ ત્યાં રાખો—નહીં તો પાછો મોકલો.

GIY—આ નંબર જેવો બીજો માલ તમે વેચી શકશો? જવાબ આપો.

GOA—આ નંબરની માગણી સમજવામાં ભૂલ થઈ છે અને ભૂલથી વેચવાની રજા આપી છે, પણ વેચાણ કરશો નહીં.

GOE—વેચાણ હાલમાં કરશો નહીં. કાગળમાં સમાચાર જણાવ્યા છે. (જણાવીશું.)

GOI—માગણી ઓછી છે, પણ વેચવાની રજા આપીએ છીએ.

GOU—છેલ્લી માગણી મળી ગઇ છે, તેટલી જ માગણીથી હાલમાં વેચી શકતા હો તો વેચીને અવેજ મોકલી આપો.

GOY—છેલ્લી માગણી મળી ગઈ છે, તેટલી જ માગણીથી હાલમાં વેચી શકતા હો તો વેચો અને નહીં વેચી શકાય તો તરત પાછો મોકલી આપો.

GUA—અમારી છેલ્લી લીમીટ પ્રમાણે વેચો.

GUE—તમારી માગણીથી કાંઈપણ વધારો મેળવીને વેચો.

GUI—હાલમાં વેચશો નહીં. અમારો કાગળ વાંચો અને તેમાં લખ્યા મુજબ કરશો.

GUO—અમારી લીમીટ મેળવવાને મહેનત કરો—નહીં તો તમારી માગણી પ્રમાણે વેચવા રજા આપીએ છીએ.

GUY—આ નંબરની માગણી તમારા તરફથી ૨–૪ દિવસ પહેલાં (અથવા છેલ્લા તારમાં) આવી હતી અને અમોએ વેચવાની રજા આપી હતી, છતાં પણ આજે મળેલા તારમાં એ નંબરની તમે તેની તે જ માગણી કરો છો એ શું? એ નંબરના તમારા તારમાં કાંઈ સમજ પડતી નથી, માટે ચોખ્ખી રીતે જણાવો.

HAE—તમે વેચી શકો એમ લાગતું નથી, માટે અમે પાછો મંગાવી લઈએ? નહીં તો મહેનત કરી માગણી મોકલો, કારણ કે એ નંબર અમે હવે વેચવા માગીએ છીએ.

HAI—બીજાઓની સાથે ભાગમાં છીએ; સારી કીંમત ઉપજી શકે એવું નહીં લાગે તો ભાગીઆઓ પાછો મંગાવી લેવા જણાવે છે, માટે મહેનત કરી જલદીથી વેચાણ થાય તેમ કરો.

HAO—વેચવાની બહુ ઉતાવળમાં છીએ, માટે ઊંચી માગણી લઈને જણાવો, કારણ કે તેવો બીજો માલ ખરીદવાની સમજ પડે.

HAU—વેચી શકો એમ તમને લાગે છે? નહીં વેચી શકાય તેમ લાગે તો અમો પાછો મંગાવી લઈએ. તારમાં જવાબ આપો. જવાબ નહીં આવશે તો સમજીશું કે, હજી થોડો વખત વધુ મહેનત કરવા તમો રાખો છો. તેમજ હોય તો કાગળમાં વિગતે ખુલાસો આપશો.

HAY—ઈનવોઈસમાં ફેર પડે અને અમોએ આપેલી લીમીટથી ઓછાં નાણાં ઉપજે તો વેચાણ કરશો નહીં. લીમીટ પ્રમાણે વેચાય તો જ વેચશો.

HEA—ઇનવોઇસમાં જણાવ્યા કરતાં વજન ઓછું થાય અને વેપારી વજનની કસરના પૈસા કાપી લેવાનું કહેતો હોય તો કાપી આપશો નહીં. કાપેલો માલ પાછો આપે તોપણ પાછો લેશો અને બીજે ઠેકાણે મહેનત કરશો. અમારી લીમીટ પ્રમાણે વેચાય તો જ વેચશો. છેવટે નહીં વેચાય તો પાછો મોકલી આપશો.

HEI—બીજાનો છે, માટે ડીલીવર કરતી વખતે વજન કરી લેશો અને વેચાણનો અવેજ મોકલી આપશો.

HEO—વજનની કસર કાપી આપતાં છેવટે ચોખ્ખા કેટલા પૌંડ ઉપજ્યા તે તારથી જણાવો.

HEU—વજન અમારા ઈનવોઇસ પ્રમાણે છે. અમારા વજનની અમોને ખાત્રી છે, માટે અમો તમને ગેરંટી આપીએ છીએ. પણ ખરીદનાર તમારી રૂબરૂ જ્યારે પણ માલ કાપી વજન કરી લે અને જો વજન ઓછું થાય તો તેની કસર અમે મજરે આપીશું, માટે ડીલીવર કરી અવેજ મોકલી આપો.

HEY—આ નંબર જેવો માલ બીજે ઠેકાણે વેચાય છે. તમારે ત્યાં કેમ વેચાણ થતો નથી?

HIA—આ નંબર જેવો બીજો માલ અમારી પાસે તૈયાર છે. જો તમે આ નંબર જલદીથી વેચાણ કરી શકો તો એવો જ બીજો માલ તમને મોકલી આપીએ—નહીં તો પછી બીજે ઠેકાણે મોકલી આપીશું.

HIE—કોઇપણ કીંમતે અમારે વેચવો નથી. તરત પાછો મોકલી આપો.

HIO—કોઈપણ કીંમતે વેચશો નહીં. તરત પાછો મોકલી આપો.

HIU—

HIY—

## "વેચાણ" ને લગતી વાતચીતના બોલો.

૨—( પારસલ—નંબર તથા પૈંડની રકમ પછી જ વપરાય છે.)

HOA—આ નંબરની આટલા પૈંડની અમારી વેચવાની છેલ્લી કીંમત છે. તમારૂં કમીશન મળે તોજ વેચશો. આટલી કીંમતથી ઓછો તાર કરશોજ નહીં.

HOE—આ લીમીટ મુજબ આ નંબર વેચો—ઓછે વેચશો નહીં. એટલી કીંમતે નહીં વેચાય તો તરત તારથી ખબર આપશો.

HOI—આ નંબર આટલા પૈંડથી વેચો અને તેનો અવેજ તારથી મોકલાવી આપો. અમોને નાણાંની જરૂર છે.

HOU—એકે અમોને પરવડતું નથી, તોપણ તમારી આ માગણી પ્રમાણે એ નંબર વેચવાની અખત્યારી આપીએ છીએ, કારણકે નાણાંની જરૂર છે.

HOY—આ નંબર આડતીઆનો છે. તેણે તમારી છેલ્લી માગણી જે આટલા પૈંડની હતી, તે પ્રમાણે વેચવાની હવે અમને રજા આપી છે, માટે તે પ્રમાણે વેચીને અવેજ તારથી મોકલાવી આપો—નહીં તો તરત પાછો મોકલો.

## વેચાણ કરેલા નંબરના

## "અવેજ" સંબંધી વાતચીતના બોલો.

૪—(પારસલ—નંબરની સાથે અથવા નંબર વગર વપરાય છે.)

HUA—અમોએ વેચાણ કરેલા નંબર-નંબરોનો અવેજ મોકલી આપો.

HUE—અમોને અવેજ પહોંચ્યો છે.

HUI—અમોને અવેજ હજી મળ્યો નથી, માટે તપાસ કરો.

HUO—અત્રે નાણાની જરૂર છે, માટે અવેજ તારથી જલદી મોકલી આપો.

HUY—કાગળમાં ચેક મોકલ્યાનું જણાવો છો, પણ અમોને કાગળમાંથી ચેક મળ્યો નથી, માટે તપાસ કરીને ચેક પહેલાજ મેલમાં મોકલી આપો.

JAE—હમણા હુંડીયામણનો ભાવ બહુ છે, માટે વેચાણ કરેલા નંબરનો અવેજ પારસલ કરી ગીનીઓથી મોકલી આપો.

JAI—તમે અવેજ કયારે મોકલો છો? ગમે તેમ સગવડ કરી મોકલી આપો, કારણકે અમોને નાણાની ઘણી જરૂર છે. પૂરેપૂરો નહીં બની શકે તો થોડો (અવેજ) પણ તરત તારથી મોકલી આપો.

JAO—અમોને ચેક મલ્યો છે, પણ બેંક નાણા આપતી નથી, માટે નાણા તરત આપે એવી તમે ગોઠવણ કરો.

JAU—આજે અમોને અવેજ (એડવાન્સ) મળ્યો છે. તે તમોએ મોકલાવ્યો છે? તમોએ નહીં મોકલાવ્યો હોય તો જ તાર કરશો. તાર નહીં આવશે તો સમજીશું કે, તમોએ મોકલાવ્યો છે.

JAY—આ તારમાં (જે નંબરો) વેચવાની અખત્યારી આપી છે, તેનો અવેજ તારથી મોકલતા નહીં. (એડવાન્સમાં કાપી લેશો.) ખપ હશે ત્યારે મંગાવીશું અને મંગાવીએ ત્યારે મોકલી આપશો.

## "નવો માલ મોકલી આપવા" વિષે વાતચીતના બોલો.

### ૩—(પારસલ-નંબર તથા પૌંડની રકમ વગર વપરાય છે.)

JEA—અમોએ ગયા બંને મેલમાં માલ મોકલી આપ્યો છે. પૌંડ..........નો.

JEI—અમોએ ગયા મેલમાં માલ મોકલી આપ્યો છે. પૌંડ..................નો.

JEO—અમોએ ગયા તથા આજના મેલમાં માલ મોકલી આપ્યો છે. પૌંડ....નો.

JEU—અમોએ આજના મેલમાં માલ મોકલી આપ્યો છે. પૌંડ..............નો.

JEY—અમોએ ગઈ કાલના મેલમાં માલ આપ્યો છે. પૌંડ.................નો.

JIA—અમો આવતા મેલમાં માલ મોકલીશું. પૌંડ..........................નો.

JIE—અમો આવતી કાલના મેલમાં માલ મોકલીશું. પૌંડ....................નો.

JIO—અમો આવતા બંને મેલમાં માલ મોકલીશું. પૌંડ......................નો.

JIU—આ મેલમાં (ગયા મેલમાં) માલ મોકલાવ્યો છે; આશરે કીં. પૌંડ.......નો.

JIY— " " " " પૌંડ ૧૦૦૦ નો.

JOA— " " " " પૌંડ ૨૦૦૦ નો.

JOE— " " " " પૌંડ ૩૦૦૦ નો.

JOI— " " " " પૌંડ ૪૦૦૦ નો.

JOU— " " " " પૌંડ ૫૦૦૦ નો.

JOY—હાલમાં માલ તૈયાર નથી, એટલે મોકલી શકીએ તેમ નથી.

JUA—માલ તૈયાર કરાવીએ છીએ—તૈયાર થયેથી તમોને મોકલી આપીશું.

JUE—આજના મેલમાં ચોખો જાડો માલ મોકલાવ્યો છે, માટે મહેનત લઈને સારી માગણી મોકલશો.

JUI—ગયા મેલમાં ચોખો ઊંચી ક્વોલીટીનો માલ મોકલાવ્યો છે, માટે મહેનત લઈને સારી માગણી મોકલશો.

JUO—

JUY—

**તા૦ ક૦**—આ પાના ઉપરના પહેલા ૯ શબ્દોમાંથી કોઇપણ શબ્દ જણાવતી વખતે પૌંડની રકમ જણાવવાની જરૂર પડે, તો તે રકમ માટે પૌંડની રકમના કોઠામાંનો શબ્દ વાપરવો.

## "માલ પાછો મંગાવવા" વિષે વાતચીતના બોલો.

### ૧—(પારસલ-નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

KAE—પહેલા મેલમાં પાછો મોકલો, અને તારથી જણાવો.

KAI—વેચાણ નહીં થઈ શકે તેમ લાગતું હોય તો તરત પાછો મોકલો.

KAO—માગણી નહીં મળી શકતી હોય તો પાછો મોકલી આપો.

KAU—ઘણો વખત થયાં તમને છેલ્લી માગણીથી વધારો મળતો નથી. જો વધારો મળી શકે એવી આશા હોય, તો જ રાખશો—નહીં તો તરત પાછો મોકલી આપો.

KAY—અમારી લીમીટ પ્રમાણે નહીં વેચાય તો પાછો મોકલી આપો.

KEA—અમો પાછો મંગાવીએ છીએ, છતાં તમો મોકલતા નથી (મોકલી આપ્યો નથી), માટે તરત પાછો મોકલો અને પાછો મોકલી આપ્યાની તારથી ખબર આપો.

KEI—આવતા મેલમાં પાછો મોકલો અને મોકલીને તારથી ખબર આપો. વેચાણ થાય તેમ હોય તો જ રાખશો.

KEO—એક અઠવાડીયું રાખી નહીં વેચાણ થાય તો પાછો મોકલો અને પાછો મોકલી તારથી જણાવો.

KEU—બે અઠવાડીયાં રાખી નહીં વેચાય તો પાછો મોકલી આપશો અને પાછો મોકલી તારથી જણાવશો.

KEY—તમો પાસે હવે અમો વધુ વખત રાખી શકીએ તેમ નથી, માટે કયારે પાછો મોકલો છો તે તારમાં જણાવો.

KIA—થોડો વખત રાખ્યાથી વેચાય એવો સંભવ હોય તો જ રાખશો—નહીં તો જરૂર પાછો મોકલી આપશો.

KIE—તમારા તરફથી માગણી આવતીજ નથી, તેથી જ પાછો મંગાવવો પડે છે. જો વેચાણ નહીં કરી શકો એમ લાગે તો તરત પાછો મોકલી આપો. અમો બીજો માલ મોકલી આપીશું.

KIO—પાછો મોકલ્યો કે નહીં? તારથી જવાબ આપો. તાર નહીં આવશે તો સમજીશું કે પાછો મોકલ્યો નથી.

KIU—હાલમાં પાછો મોકલશો નહીં. જરૂર પડેથી જણાવીશું. ખંત રાખી મહેનત કરી માગણી મેળવી જણાવો.

KIY—પાછો મોકલી આપો ત્યારે બને તો છેલ્લી માગણીનું સીલ લઈ સીલ સાથે પાછો મોકલશો, કારણકે એ નંબર હિંદુસ્થાન આવી પહોંચે તે દરમ્યાન કદાચ વેચવાનો વિચાર થઈ આવે તો સીલબંધ એ નંબર પાછો મોકલી શકીએ.

KOA—તમે પાછો નહીં મોકલી આપો તો તમારી બેદરકારીથી અમોને વેઠવું પડશે, માટે તાકીદે પાછો મોકલી આપો, અને તારથી જણાવો.

KOE—

KOI—

KOU—

KOY—

## "માલ પાછો મંગાવવા" વિશે વાતચીતના બોલો.

:—(પારસલ-નંબર તથા પૌંડની રકમ જણાવ્યા વગર વપરાય છે.)

KUA—અમારા બધા નંબરો તરત પાછા મોકલી આપો.

KUE—વેચાણ નહીં થઈ શકે તેવા બધા નંબરો પાછા મોકલો.

KUI—મેલના કાગળમાં જે નંબરો પાછા મોકલવાનું લખ્યું છે તે નંબરો પાછા મોકલી આપો.

KUO—અમારા પારસલો ઘણો વખત થયાં પડી રહ્યાં છે, માટે પાછા મોકલી આપો.

KUY—જ્યાંસુધી પાછો નહીં મંગાવીએ ત્યાંસુધી અમારો કોઈપણ નંબર પાછો મોકલશો નહીંજ. જ્યારે અમોને જરૂર હશે ત્યારે તારથી જણાવીશું.

LAE—ભવિષ્યમાં પણ વેચાણ નહીં થઈ શકે એમ તમને લાગે તેવા સઘળા નંબરો અમોને તરત પાછા મોકલી આપો, કારણ કે અત્રેનો બજાર સારો હોવાથી ઊંચી કીંમતે વેચી શકીશું.

LAI—તમો અમારા નંબરો તરત પાછા નહીં મોકલી આપો તો તમારી બેદરકારીથી અમોને વેઠવું પડશે, માટે તાકીદે પાછા મોકલી આપો અને મોકલી તારથી જણાવો.

LAO—

LAU—

LAY—

# "એડવાન્સ" ને લગતી વાતચીતના બોલો.

### ૧—(પારસલ—નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

LEA—બની શકે તેટલું એડવાન્સ મોકલી આપો.

LEI—હાલમાં એડવાન્સ જોઈતું નથી.

LEO—સારી માગણી મેળવી નહીં શકો તેમ હોય તો આ નંબર ઉપરનું એડવાન્સ બીજા અમારા માલ ઉપર મુકીને આ માલ પાછો મોકલી આપો.

LEU—અમારે હવે વેચવાનો વિચાર છે, માટે સારી માગણી મેળવી જણાવો. જો માગણી નહીં મળે તો જ અમો પાછો મંગાવીશું અને એ નંબર ઉપરનું એડવાન્સ તમને પાછું મોકલી આપીશું.

LEY—થોડો વખત હજી પણ વધારે મહેનત કરવા સારૂ રાખો. જો વેચાણ નહીં થાય એમ અમોને લાગશે તો પાછો મંગાવી તેના બદલામાં એડવાન્સ ટ્રાન્સફર કરવા સારૂ બીજો માલ મોકલાવી આપીશું, પણ એક સારી માગણી લઈને જણાવો.

## "એડવાન્સ" ને લગતી વાતચીતના બોલો.

૩—(પારસલ—નંબર તથા પૈંડની રકમ જણાવ્યા વગર વપરાય છે.)

LIA—હાલમાં એડવાન્સ જોઈતું નથી.

LIE—અમોને નાણાની જરૂર છે, (હમણા મોસમ ચાલે છે), માટે બની શકે તેટલું એડવાન્સ તારથી મોકલી આપો.

LIO—અમોને વધારે એડવાન્સની જરૂર છે, માટે બની શકે તેટલું એડવાન્સ મોકલી આપો.

LIU—અમોને નાણાની જરૂર છે, માટે કોઈપણ ઉપાયે તેની ગોઠવણ કરી તાકીદે મોકલી આપો. તારમાં જવાબ આપો.

LIY—એડવાન્સ તારથી મોકલાવી આપો.

LOA—એડવાન્સ તારથી મોકલાવી આપો.—પૈંડ...........

LOE— ,, ,, ,, —પૈંડ ૧૦૦૦

LOI— ,, ,, ,, —પૈંડ ૨૦૦૦

LOU— ,, ,, ,, —પૈંડ ૩૦૦૦

LOY— ,, ,, ,, —પૈંડ ૪૦૦૦

LUA—એડવાન્સ અમોને મળ્યું છે. માલ મોકલી આપીશું.—(આપ્યો છે.)

LUE—એડવાન્સની ગોઠવણ કરી શકો તો જ આપણું કામ વધારે ચાલી શકશે.

LUI—અમારી પાસે સારો ચોખ્ખો માલ તૈયાર છે. જો તમે એડવાન્સ મોકલી શકો તેમ હોય તો એ માલ બીજે ઠેકાણે નહીં મોકલતાં તમને મોકલી આપીએ. તારથી જવાબ મળે માલ રવાના કરીશું.

LUO—અમો તમારા ઉપર આ મેલમાં (કે આવતા મેલમાં) માલ મોકલવા ઇચ્છીએ છીએ, પણ અમોને હાલમાં નાણાની જરૂર છે, માટે માલ પહોંચ્યા પહેલાં એડવાન્સ મોકલી આપવા ઈચ્છતા હો તો તારથી જણાવો.

LUY—અમો એક મોટી રકમનો લૉટ તમો ઉપર મોકલવા માગીએ છીએ, પણ એવી શરતે કે માલ તમોને પહોંચેથી તેના ઉપર તારથી એડવાન્સ

મોકલી આપો. કાગળમાં વિગત લખીશું. માટે ગોઠવણ કરી શકો તેમ હોય તો તારથી જણાવો.

MAE—તમોને માલ મોકલીએ તો માલ પહોંચ્યા બાદ એડવાન્સ મોકલી શકશો? જવાબ આપો.

MAI—હાલમાં અમોને નાણાની ભીડ છે, માટે એડવાન્સની રકમ તમે વસુલ લેશો નહીં, પણ તમોને ખાસ જરૂર હોય તો જ વસુલ લેશો.

MAO—જે નંબર ઉપર અમોને એડવાન્સ મોકલી આપ્યું છે, તે નંબર હાલમાં વેચાણ થાય તો તેમાંથી તે એડવાન્સ વસુલ લેશો નહીં, કારણ કે અમોને મોસમ હોવાને લીધે નાણાની જરૂર છે. અમો બીજો નવો માલ મોકલતાં જઈએ છીએ.

MAU—તમોને મોકલાવેલો માલ હજી વેચાણ કરી શકયા નથી, માટે તેના ઉપર જો એડવાન્સ મોકલી આપો તો બીજો માલ બીજાને નહીં મોકલતાં તમોને જ મોકલી આપીએ. (યોગ્ય લાગે તેટલું એડવાન્સ મોકલો.)

MAY—એડવાન્સ અમોએ મંગાવ્યું છે તે કયારે મોકલી આપશો?

MEA—અમોને થોડા વખત પછી એડવાન્સની જરૂર પડશે, માટે અમારા માલ ઉપર એડવાન્સ મોકલી શકશો? જવાબ આપો.

MEI—તમે એડવાન્સ (કે અવેજ) મોકલવાનું જણાવ્યા છતાં હજી મોકલતા નથી, જેથી અમે દલગીર છીએ, માટે એડવાન્સ (કે અવેજ) તરત તારથી મોકલી જવાબ આપો.

MEO—જો માલ તાકીદે વેચી શકો તો એડવાન્સ મોકલવાની જરૂર જ નથી, પણ ૧–૨ અઠવાડીયામાં જો અમારો કાંઈપણ માલ નહીં વેચાય તો બની શકે તેટલું એડવાન્સ અમોને મોકલી આપશો. અમો માલ વેચવાને હમેંશા વધારે ઇંતેજાર છીએ, માટે માગણીઓ મેળવીને જણાવો.

MEU—અમોએ એડવાન્સ મંગાવવા તાર કીધો હતો, તેનો તમારા તરફથી કાંઈપણ જવાબ નથી તેનું શું કારણ? માટે એડવાન્સ જલદી મોકલો અને કયારે મોકલો છો, તેનો જવાબ તારથી આપો. અમોને ઘણી જરૂર છે. (તારનો જવાબ ખાઈ જશો નહીં.)

MEY—

## "ઇનવૉઇસ" ને લગતી વાતચીતના બોલો.

૧—(પારસલ—નંબરની સાથે જોડીને જ વપરાય છે.)

MIA—ઈનવોઇસ લખવામાં અમારી ભૂલ થઈ છે, નવું ઇનવોઇસ મોકલ્યું છે. —(મોકલીએ છીએ.)

MIE—નવું ઈનવોઇસ મોકલીએ છીએ.—(મોકલ્યું છે.)

MIO—અમારૂં ઈનવોઇસ બરાબર છે, માટે તપાસ કરો.

MIU—તમારે ત્યાં જે પ્રમાણે (વજન-દાણા) નીકળ્યા છે તે બરાબર છે; અમારી ભૂલ થયલી છે. ખરા વજન-દાણાની અમોએ નોંધ લીધી છે.

MIY—અમો વજન કરવું ભૂલી ગયા છીએ, માટે માલ તોડી વજન કરી લેશો.

MOA—આ નંબરમાં મોતીનું વજન એકંદર નેટ કેરટ છે...............

MOE—આ નંબરમાં એકંદર મોતી દાણા છે. દાણા...............

MOI—આ નંબરમાં તમારા જણાવ્યા મુજબ શેરો છે. મોતી દાણા ત્યાં જેટલા હોય તેટલા ગણી લેશો અને તેનું વજન કેરટ લખશો...............

MOU—અમોએ અત્રે તપાસ કરી છે અને તમારે ત્યાં જે વિગત નીકળી છે તે મેલના કાગળમાં જણાવશો. વજન અમારા ઈનવોઈસ મુજબ કાયમ રાખશો.

MOY—આ નંબર સંબંધી વિગતવાર ખુલાસો અમારા મેલના કાગળમાં લખી ચુકયા છીએ.

## "કાગળ તથા રજીસ્ટર્ડ પારસલ" ને લગતી વાતચીતના બોલો.

૩—(પારસલ—નંબર તથા પૌંડની રકમ જણાવ્યા વગર વપરાય છે.)

MUA—અમોએ હાલમાં કાગળ લખ્યો નથી, માટે ફીકર કરશો નહીં.

MUE—અમોએ પારસલ મોકલ્યું છે, પણ પોસ્ટમાં મોડું થઈ જવાથી કાગળ મોકલી શક્યા નથી. આવતે મેલે મોકલીશું.

MUI—અમોએ કાગળ લખ્યો છે, જેમાં પારસલ મોકલ્યાનું લખ્યું છે, પણ પોસ્ટમાં મોડું થઈ જવાથી પારસલ મોકલાવી શકયા નથી.

MUO—અમોને અમારા પાછા મોકલાવેલા માલવાળું રજીસ્ટર્ડ પારસલ મળ્યું નથી, જ્યારે કાગળમાં મોકલાવ્યાનું તમો લખો છો, માટે તારમાં જવાબ આપો કે, મોકલાવ્યું છે કે નહીં? તાર નહીં આવશે તો સમજીશું કે, કોઈપણ કારણસર મોકલવું રહી ગયું હતું, પણ બીજા મેલમાં રવાના કીધું છે અને તે આવતા મેલમાં મળી જશે.

MUY—તમોએ પાછા મોકલાવેલા નંબરોમાંથી........નંબર (નંબરો) નીકળ્યા નથી, માટે તપાશ કરી જવાબ આપો.

NAE—આ નંબર અમારો નથી, પણ ભૂલથી તમોએ બીજાનો માલ અમોને મોકલાવ્યો છે (અને અમારો માલ બીજાને ત્યાં મોકલાવ્યો હશે), માટે તપાસ કરી જવાબ આપો.

NAI—અમોએ બે અડવાડીયાં પહેલાં મોકલેલું પારસલ તમને મળ્યું કે નહીં? તારથી જવાબ આપો.

NAO—હાલમાં અત્રે પોસ્ટ ઓફીસમાં નોકરો કામ બરાબર કરતા નથી, માટે તાર, કાગળો તથા રજીસ્ટર્ડ પારસલો નિયમિતપણે મળતા નથી જેથી દરેકની પહોંચ તરત આપી શકાતી નથી, માટે હાલમાં પારસલો પાછા મોકલશો નહીં.

NAU—આ નંબરનું અમારૂં પારસલ અને કાગળ તમને મળ્યાં કે નહીં? જવાબ આપો, કારણ કે આજે જે તમારો કાગળ અમોને મળ્યો છે

તેમાં તેની પહોંચ બીલકુલ નથી. જો તમોને નહીં પહોંચ્યો હોય તો તાર કરશો. તાર નહીં આવશે તો સમજીશું કે તમોને હવે તે નંબર પહોંચી ગયો છે.

NAY—બે અઠવાડીયાં ઉપર તમોએ પાછા મોકલેલા માલનું પારસલ—(પારસલો) અમોને સહીસલામત પહોંચ્યું (પહોંચ્યાં) છે.

NEA—બે અઠવાડીયાં ઉપર તમોએ મોકલાવેલું પારસલ અમોને મળ્યું નથી.

NEI—હાલમાં અમોએ કાગળ કે માલ—કાંઈ મોકલ્યું નથી.

NEO—આજે મળેલા મેલમાં તમારો કાગળ નથી, માટે જવાબ આપો.

NEU—અમોએ કાગળ લખ્યો છે, માટે તપાસ કરો.

NEY—હાલમાં કેટલોક વખત થયાં તમારો કાગળ નથી, માટે જવાબ આપો.

## "બજારની રૂખ" વિષે વાતચીતના બોલો.

૨—(પારસલ—નંબર તથા પૈંડની રકમ જણાવ્યા વગર નકામા છે.)

NIA—તમારી તરફનો બજાર કેમ છે? જવાબ આપો.

NIE—ભવિષ્યમાં બજાર કેમ રહેશે? જવાબ આપો.

NIO—બધી જાતના માલનો બજાર કેમ છે? જવાબ આપો.

NIU—ચોખ્ખા જાડા સફેદ માલનો બજાર કેમ છે? જવાબ આપો.

NIY—કઈ જાતનો બજાર ત્યાં સારો છે? (ખપી શકે તેવા માલની વિગત તારથી જણાવો તો મોકલી આપવા ગોઠવણ કરીએ.)

NOA—બીજો માલ મોકલી આપીએ? હાલમાં ખપી શકશે?

NOE—અત્રેનો બજાર આજસુધી તેજ હતો, પણ છેલ્લાં ૧–૨ અઠવાડીયાં થયાં નરમ છે, માટે બજારનું ભવિષ્ય કેમ લાગે છે? તારમાં જણાવો અથવા કાગળમાં વિગતે સમાચાર જણાવો.

NOI—અમોએ બે અઠવાડીયાં પહેલાં (નમુના તરીકે) માલ મોકલાવ્યો છે, તેવો માલ ખપી શકશે? ખપી શકે તેમ હોય તો વધારેમાં વધારે શું કીંમત ઉપજી શકે છે તેનો તારથી જવાબ આપો, કારણકે તેવી જાતનો બીજો માલ ખરીદવો કે નહીં તે સમજ પડે.

NOU—અમો માલ ખરીદ કરીએ? બીજાઓ ખરીદ કરે છે, માટે ભવિષ્યમાં બજાર કેમ રહેશે તે જણાવો. તમારા તારની રાહ જોઈએ છીએ.

NOY—બીજી નવી ખરીદી કરવા અમારો વિચાર છે, માટે તમારી પાસેનો અમારો માલ તાકીદે ખલાસ કરવા પર ધ્યાન આપો.

NUA—બજાર નરમ થઈ જશે એવી અમોને ધાસ્તી રહે છે, માટે તમારી પાસેનો અમારો માલ તાકીદે ખલાસ કરવા પર ધ્યાન આપો.

NUE—જેવો માલ હાલમાં ખપે તેમ લાગે છે? ખરીદી મોકલીએ? તારથી જવાબ આપો. (આ શબ્દ પહેલાં પારસલ–નંબર વાપરવો.)

NUI—જે તમોએ વેચ્યો છે તેવો માલ હાલમાં સસ્તો મળી શકે છે. ખરીદ કરીએ? હાલમાં ખપી શકશે? જવાબ આપો. (પાર–નંબર વાપરવો.)

NUO—જે તમો અગાઉ વેચી શકયા નહીં હતા તેવો માલ હાલમાં ખપી શકશે? તારથી જવાબ આપો. (આ શબ્દ પહેલાં પા. નં. વાપરવો.)

NUY—તમોને નમુના તરીકે મોકલાવ્યો છે, પણ એવો માલ અમો પાસે મોટા જથ્થામાં છે. એવો માલ ખપી શકે તેમ હોય તો તરત તારથી જવાબ આપો કે અમો બીજો માલ જથ્થાબંધ તમને મોકલી આપીએ. (આ શબ્દ પહેલાં પારસલ–નંબર વાપરવો.)

PAE—કેવી જાતનો માલ હાલમાં ખપી શકે છે? કાગળમાં જણાવો.

PAI—કઈ કવોલીટીનો અને કઈ સાઈઝનો માલ વધારે જથ્થામાં ખપી શકશે, તે વિગતે કાગળમાં જણાવો.

PAO—જાડો સફેદ રંગનો જીવણુ કોરો ખપી શકશે કે વિંધેલો? કોરા માલની કીંમત સારી ઉપજશે કે વિંધેલાની? જવાબ આપો. તમારો તાર નહીં આવશે તો અમો વિંધાવીને છડા મોકલી આપીશું.

PAU—પાતળા ઘાટના છડા ખપી શકશે કે પાતળો ઘાટ કોરો ખપી શકશે? જવાબ આપો.

PAY—સફેદ ચોખ્ખું પાતળું સીડ કોરૂં ખપી શકશે કે વિંધેલું? જવાબ આપો.

PEA—ખુલતા રંગનો જાડો પાતળો જીવણુ કોરો ખપી શકશે કે વિંધેલો? જવાબ આપો.

PEI—બધી સાઈઝનો ચોખ્ખો ગોળવો કોરો ખપી શકશે કે વિંધેલો? જવાબ આપો.

PEO—જાડી ચોખી આસમાની કોરી ખપી શકશે કે વિંધેલી? જવાબ આપો.

PEU—પાતળો માલ હાલમાં ખપી શકશે? જવાબ આપો.

PEY—જાડો માલ હાલમાં ખપી શકશે? જવાબ આપો.

## "ટ્રાન્સ્ફર" ને લગતી વાતચીતના બોલો.

**૪—(પારસલ—નંબરની સાથે અથવા નંબર વગર વપરાય છે.)**

PIA—આ નંબર ટ્રાન્સ્ફર આપો................ને.

PIE—આ નંબર ટ્રાન્સ્ફર આપો........ને, અને આપી તારમાં જણાવો.

PIO—આ નંબર આઠ દિવશમાં નહીં વેચી શકશો તો અમારે ટ્રાન્સ્ફર કરાવવો પડશે.

PIU—આ નંબર ૧૫ દિવશમાં નહીં વેચી શકશો તો ટ્રાન્સ્ફર કરાવવો પડશે.

PIY—અમારો માલ ટ્રાન્સ્ફર લો........પાસેથી અને લઈને તારથી જણાવો.

POA—અમારો આ નંબર ટ્રાન્સ્ફર લો....પાસેથી અને લઈને તારથી જણાવો.

POE—અમારો આ નંબર ટ્રાન્સ્ફર આપશો...........ને? જવાબ આપો.

POI—

POU—

POY—

# "મુસાફરી" ને લગતી વાતચીતના બોલો.

### ૩—(પારસલ-નંબર તથા પૌંડની રકમ જણાવ્યા વગર વપરાય છે.)

PUA—અમો સુરત જઈએ છીએ.

PUE—અમો અમારે વતન જઈએ છીએ.

PUI—હાલમાં લગનસરા હોવાથી (અથવા ઉનાળો હોવાથી-મરકી હોવાથી) સુરત જઈએ છીએ, માટે વધુ ખબર આપીએ ત્યાંસુધી તારો સુરત કરશો.

PUO—હાલમાં લગનસરા હોવાથી (અથવા ઉનાળો હોવાથી-મરકી હોવાથી) અમો અત્રે આવ્યા છીએ માટે વધુ ખબર આપીએ ત્યાંસુધી તારો અત્રે કરશો.

PUY—અમો બહારગામ જઈએ છીએ.

RAE—અમો બહારગામથી—સુરતથી (વતનથી) અહીં પાછા આવ્યા છીએ, માટે તારો હવેથી અત્રે કરશો.

RAI—બહારગામ જઈને માલનો વકરો કરો.

RAO—હાલમાં લંડનની મારકીટમાંથી માગણીઓ સારી આવે છે, માટે ત્યાં જઈ માલ ઉપર મહેનત કરો.

RAU—આ માલ આડતીઆનો છે અને તે હાલમાં બહારગામ ગયા છે, માટે ત્યાંથી જવાબ આવશે એટલે તમને જણાવીશું. સીલ રાખી મુકશો.

RAY—મી૦ સુતરીઆ પારીસમાં છે કે બહારગામ ગયા છે? જવાબ આપો.

REA—મી૦ સુતરીઆ બહારગામથી આવે કે તરત તારથી જણાવશો.

REI—

REO—

REU—

REY—

# "જવેરાત" ને લગતી વાતચીતના બોલો.

૩—( પારસલ—નંબર તથા પૌંડની રકમ જણાવ્યા વગર વપરાય છે.)

RIA—પાનાનો બજાર કેમ છે? જવાબ આપો.

RIE—ચોખ્ખા જાડી સાઇઝના પાના ખપી શકશે? ખપી શકે તો મોકલી આપીએ. જવાબ આપો.

RIO—હલકા પાના ખપી શકશે? જવાબ આપો.

RIU—શનીનો બજાર કેમ છે? જવાબ આપો.

RIY—ચોખ્ખા જાડી સાઇઝના શની ખપી શકશે? ખપી શકે તો મોકલી આપીએ. જવાબ આપો.

ROA—હલકા શની ખપી શકશે? જવાબ આપો.

ROE—ચોખ્ખા જાડી સાઇઝના માણેકનો બજાર કેમ છે? જવાબ આપો.

ROI—ચોખ્ખા જાડી સાઇઝના માણેક ખપી શકશે? ખરીદી મોકલી આપીએ?

ROU—ઇમીટેશન માણેકની ખરડ રસ્તાસર ભાવે ખરીદી મોકલી આપો, કેરટ....

ROY—ઇમીટેશન માણેકની ખરડ અમારે જોખમે ભાવ કસીને ખરીદી મોકલી આપો, કેરટ........

## "પરચુરણ બાબતો" ને લગતી વાતચીતના બોલો.

**૩—( પારસલ—નંબર તથા પૌંડની રકમ જણાવ્યા વગર વપરાય છે. )**

RUA—આ નંબરનું શું કર્યું? જવાબ આપો.

RUE—તમારી ભૂલ તમે ખમો.

RUI—અથવા (*SALMUBARAK*)-બેસતું નવું વર્ષ તમને તથા તમારા કુટુંબને સર્વ પ્રકારે સફળ નીવડે, એવી અમારી અંતઃકરણ પુર્વક પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના છે!

RUO—તમો તારમાં જણાવો છો કે, પારસલો પાછા મોકલાવ્યા છે, પણ કયા નંબરો પાછા મોકલાવ્યા છે તે જણાવ્યું નથી, માટે તે તારથી જણાવો.

RUY—અમે સાંભળ્યું છે કે, કોઈ દેશીનો માલ ગયો છે, માટે કોનો-કેટલાનો માલ ગયો છે, તે જણાવો.

SAE—ચાલતી (અથવા થનારી) લડાઈથી મોતીના બજાર ઉપર કાંઈ અસર થશે કે કેમ, તે જણાવો.

SAI—લડાઈ શાંત થયા પછી બજાર કેવો રહેશે, તે વિગતે કાગળમાં જણાવો.

SAO—હવે પછીના શબ્દો (પાંચમી આવૃત્તિવાળી) A. B. C. કોડબુકમાં જુઓ.

SAU—

SAY—

SEA—

SEI—